

દાદા ભગવાન કથિત

# વ્યસન મુક્તિની વૈજ્ઞાનિક રીત

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ॥૧॥
ૐ નમો ભગવતે વાસુદેવાય ॥૨॥
ૐ નમઃ શિવાય ॥૩॥
જય સચ્ચિદાનંદ





## ‘દાદા ભગવાન’ કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતા સુરતના સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં ‘દાદા ભગવાન’ સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભુત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! ‘હું કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?’ ઈત્યાદિ જગતના તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, મુમુક્ષુઓને પણ જ્ઞાનપ્રાપ્તિ કરાવી આપતા, એમના અદ્ભુત જ્ઞાનપ્રયોગથી ! એને ‘અક્રમ માર્ગ’ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને ‘દાદા ભગવાન કોણ ?’નો ફોડ પાડતા કહેતા કે, ‘‘આ દેખાય છે તે ‘દાદા ભગવાન’ ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદ લોકના નાથ છે. એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને ‘અહીં’ અમારી મહીં સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.’’

# આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતા હતા.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં નિમિત્ત ભાવે આત્મજ્ઞાન કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ અંદરથી મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સમર્પણ

ભરડાયેલ છે લોક ચારેકોર 'વ્યસન'ના વંટોળ માંહી;
મૂંઝાયેલ છે, કેમ કરી છૂટવું આ વ્યસન ચુંગલમાંથી ?

'વ્યસન એ શું ?' વર્ણને કરે નવા મૌલિક ખુલાસા;
રૂટ કૉઝ દેખાડી, ફરી ન વળગે એવા મરાવે તાળા !

સાચું જાણ્યાના ફળ સ્વરૂપે 'વિરતિ' તો સહેજે થાય;
'ઝેર'ને ઝેર જાણ્યા પછી એમાં કોઈ શીદને ફસાય ?

'ન ઈચ્છા પોતાની, તો ખેંચે છે કોણ ?' પ્રશ્નો અકબંધ;
છોડવા જતા વળગે ફરી, આ તે કેવો હિસાબી સંબંધ !

'ચાર સ્ટેપ'થી છૂટવાની રીત ખુદ અનુભવીની આ છે;
ગુણાકારના ભાગાકારની રસમે, બંધાયેલા કરારો ઉકેલાશે !

ઓપન ટૂ સ્કાય કરી પોતે છૂટ્યાની કિતાબો દેખાડે;
કેવી પારદર્શકતા ! ન એકુંય પાનું કિંચિત્ છૂપાવે !

'છોડો' શબ્દથી થાકેલને અક્રમની નવી દિશા દર્શાવે;
અહંકારે કરીને નહીં, વૈજ્ઞાનિક પદ્ધતિએ દોષથી છોડાવે !

છતાં લોકનિંદ્ય વ્યસનની લાલબત્તી મહાત્માઓને ધરતા;
ભયસ્થાનક બતાડી, કડકાઈ સભર કારુણ્યતાએ ચેતવતા !

વ્યસન એ 'રોગ', વ્યસની એ 'દર્દી' કહી, નિર્દોષ દૃષ્ટિ અર્પે;
'આખું જગત વ્યસનમાં જ છે' કહી સહુના કેફ ઉતારે !

જેને કોઈ ના ઝાલે તેને દાદા ઝાલીને કાદવમાંથી ઉગારે;
ચારિત્રબળના પ્રભાવે સહેજે વ્યસનોમાંથી મુક્તિ અપાવે !

વ્યસન મુક્તિ અર્થે ઝઝૂમતા સહુ કોઈ ઈચ્છુક કાજે;
અર્પણ આ અણમોલ મોતી દાદાઈ જ્ઞાનમાળામાંથી આજે !

❖❖❖❖❖

# સંપાદકીય

'વ્યસન', 'addiction' આ શબ્દ આ કાળમાં એટલો તે સામાન્ય થઈ પડ્યો છે, કે લોક ઘણાંખરાં અંશે કોઈ ને કોઈ રીતે આમાં ઝલાયેલા હોય છે. ડ્રગ્સ, આલ્કોહૉલ જેવા મહાજોખમી વ્યસનમાં કાં તો સિગરેટ-પાન-ચા જેવા અન્ય વ્યસનમાં. ધીમે ધીમે કરતા એના વમળમાં ઊંડા ઊતરી ગયા બાદ અંદરખાને કોઈક ખૂણે પોતાને છૂટવાની ઈચ્છા તો હોય છે, પણ બીજી બાજુ એમાંથી મુક્ત થવાનો માર્ગ પોતાને જડતો નથી. વારંવાર બહાર નીકળવાના પ્રયત્નોમાં જ્યારે સફળતા મળતી નથી ત્યારે મૂંઝવણ સતત વધતી જાય છે. આવા વ્યસનના જાળાંમાં ફસાયેલા સહુ કોઈ કાજે આ દાદાઈ જ્ઞાનવાણી એક નવા જ અભિગમવાળું વૈજ્ઞાનિક માધ્યમ બની રહેશે.

આ અર્થે વ્યસન એ ખરેખર શું છે, કઈ રીતે પેસે છે, એનો આધાર શું છે, આધાર ખસેડવા શી રીતે વિગેરેની વિસ્તૃત સમજણ પરમ પૂજ્ય દાદા ભગવાન અત્રે ખુલ્લી કરે છે.

તેઓશ્રી કહે છે, કે ઝેરને ખરેખર ઝેર જાણે તો એ અડે જ નહીં ! તો વ્યસન એ કઈ રીતે જોખમી છે, એની વિગતવાર વાતો એમની આગવી ને હળવી શૈલીમાં કરતા કરતા એને સમજણ ફિટ કરાવી દે છે, કે જે સાચી સમજણ જ વ્યસન માટેનો એનો અભિપ્રાય ફેરવીને એક દિવસ એને એમાંથી મુક્ત કરીને રહેશે.

અને જે હજુ વ્યસનથી ગ્રસ્ત નથી થયા તેને પણ ચેતવતા દાદાશ્રી કહે છે, કે વ્યસનમાં લપસાવનાર મોટું નિમિત્ત છે, વ્યસનીની સોબત ! એ સંગ તમને ક્યારે વ્યસનમાં ફસાવી દેશે એનો ભરોસો નહીં. માટે એવો ભાવ પકડી રાખવો કે વ્યસનીના સંગરૂપી અગ્નિથી છેટે રહેવાય એ ઉત્તમ. અને છતાં ફરજિયાત સાથે રહેવું જ પડે એવો સંજોગ હોય તો નિરંતર પોતાની પ્રતીતિમાં સજ્જડ રાખવું કે 'વ્યસન એ ખોટું જ છે.' નહીં તો કોઈક ખૂણે 'વ્યસન કરવું એ ખોટું નથી' એવો અભિપ્રાય બેઠો તો ભવિષ્યમાં પોતાને વ્યસન વળગ્યા વગર રહેશે નહીં. માટે એ કુસંગથી ચેતતા રહેવા જેવું છે.

આ પુસ્તકમાં દાદાશ્રીએ વ્યસનમાંથી મુક્ત થવાના વિવિધ ઉપાયો દર્શાવ્યા છે. જેમાંનો એક ઉપાય છે, ચાર સ્ટેપની અનોખી રીત, જેમાં (૧) વ્યસન એ ખોટું છે એનો દૃઢ નિશ્ચય રાખીએ, (૨) કઈ રીતે ખોટું છે એની વિગત એકત્રિત કરી જાગૃતિમાં રાખીએ, (૩) નક્કી કર્યા છતાં જેટલી વાર ફરીથી વ્યસન થાય એટલી વાર પ્રતિક્રમણ-પ્રત્યાખાન કરીએ અને (૪) કોઈ એના માટે ભૂલ કાઢે, અપમાન કરે તોય એનું રક્ષણ ન કરીએ. આ રીતનું વિગતવાર વર્ણન અહીં ખુલ્લું થયું છે. જે સહુ મહાત્માઓને અન્ય દોષોમાંથી મુક્ત થવા માટે પણ ચાવીરૂપ બની રહેશે.

જ્ઞાનપ્રાપ્તિ પછી પોતાનું અંદરનું સુખ પ્રાપ્ત થતા ઘણાયે મહાત્માઓ વ્યસનોમાંથી સહેજે મુક્ત થઈ જાય છે. છતાં જેને વ્યસનો ચાલુ હોય એમના માટે દાદાશ્રીએ લોકનિંદ્ય અને લોકનિંદ્ય નથી એવા વ્યસનનો ભેદ દર્શાવીને લોકનિંદ્ય વ્યસન સામે લાલબત્તી ધરી છે. દાદાશ્રી કહે છે, આ જ્ઞાન પછી દારૂ-માંસાહાર અને પરસ્ત્રીગમન જેવા લોકનિંદ્ય વ્યવહારથી કર્મનું ચાર્જિંગ ચાલુ રહે છે, ને આ દોષો જ્ઞાનજાગૃતિને ધૂળધાણી કરી નાખે છે. માટે આ તો ન જ હોવું ઘટે. સ્ટ્રોંગ નિશ્ચય કરીને પણ આમાંથી મુક્ત થઈ જવું.

જ્યારે બીજી બાજુ દારૂ સિવાયના અન્ય વ્યસનો ન છૂટતા હોય ત્યાં મહાત્માઓને જણાવે છે કે અહંકારે કરીને છોડવા જશો નહીં, એમાં બીજ રહી જશે. જેનાથી એ ફરી વળગશે, એના કરતાં રાગ-દ્વેષ કર્યા વગર જ્ઞાનથી, સમજણથી એનો ભાગાકાર કરીને ઉકેલ લાવો અથવા ખરી પડવા દો. ત્યાં અહંકારે કરીને નહીં પરંતુ સમજીને વૈજ્ઞાનિક રીતે મુક્ત થવા જેવું છે, તો કાયમનો ઉકેલ આવશે. જેનું વિગતવાર વર્ણન ખંડ-૨ના ચેપ્ટર-૩માંથી મળી રહેશે, જે મહાત્માઓએ ખાસ સ્ટડીરૂપે લેવા જેવું છે.

એટલે 'નશાયુક્ત પીણાં સિવાયના અન્ય વ્યસનમાં તો દાદાશ્રીએ બહુ વાંધો નથી ઉઠાવ્યો' એવું અવળું લઈને આનો દુરુપયોગ ન કરતાં, દરેક વ્યસનમાંથી કેવી રીતે મુક્ત થવું એનો પદ્ધતિસરનો રસ્તો સમજી લેવા જેવો છે. એક જ વ્યૂ પૉઈન્ટથી વાતને સમજીને અવળું ન પકડતા એમની વાણીમાં સમાયેલ સર્વાંગ આશયને સમજીશું.

વિવિધ વ્યસનના ક્રમાંકે જોખમ બતાવીને ક્રમાંકે છૂટવાનું બતાવતા દાદાશ્રી કહે છે, કે દારૂ જેવા નશાયુક્ત પીણાં મનુષ્યને બેભાન કરે છે ને મનુષ્યમાંથી જાનવરગતિ તરફ લઈ જાય છે, માટે એના જોખમ જાણી એમાંથી ત્વરિત છૂટી જવા જેવું છે. બીડી-સિગરેટ-તમાકુ શરીરને નુકસાન કરે છે, ઈમોશનલ કરે છે, છતાં બેભાન કરતા નથી, માટે એમાંથી ધીમે ધીમે છૂટી જવા જેવું છે. જ્યારે ચાનું વ્યસન પણ મનને ચંચળ કરે છે, પણ અન્ય વ્યસનો જેટલું નુકસાનકર્તા નથી, માટે ચાના વ્યસનને છોડવાની ઉતાવળ ન કરતાં પ્રથમ અન્ય વ્યસનોમાંથી છૂટી જવા જેવું છે. અને આગળની પ્રગતિ માટે કહે છે, આ ચાનું વ્યસન પણ પરવશ કરે છે, આત્માના ઉપયોગમાં નથી રહેવા દેતું. અંતે એમાંથી પણ છૂટી જવા જેવું છે. ચાનું વ્યસન પણ ના હોય તો ઉત્તમ !

સૌથી વધારે પારદર્શકતા તો ત્યાં જોવા મળે છે કે દાદાશ્રી પોતે ચા-બીડી-સિગરેટ-હુક્કાના વ્યસનમાંથી કેવી રીતે મુક્ત થયા, એમાં પોતે અનુભવેલા ચઢાવ-ઉતારના તમામ અનુભવોની વાતો ઓપન ટૂ સ્કાય રહી ખુલ્લી કરે છે, જે વ્યસનનીને વ્યસનમાંથી મુક્ત થવા અર્થે અનેરી હિંમત બક્ષશે. દાદાશ્રી પોતાની આ બધી વાતો ખુલ્લી કરતી વખતે કાયમ કહેતા, કે આ હું તમને એટલા માટે કહું છું, કે તમે પણ તમારા દોષો ખુલ્લા કરશો તો દોષથી મુક્ત થઈને આત્મા સુધી પહોંચશો.

જ્ઞાન થયા પહેલા પણ પોતે ૩૪૫ ડિગ્રી સુધી જ્ઞાનની શ્રેણીએ તો હતા જ, તો આવા દૂષણો એમના જીવનમાં કેમ ? આવા પ્રખર જ્ઞાની પુરુષ હોવા છતાં જીવનમાં આવી બધી બાબતો બની તે કેમ હોઈ શકે ? ત્યારે એવું સમજાય છે કે જ્યાં બહુ ઊંચી દશાનો વ્યવહાર હોય, પ્રખર જાણકાર હોય, બહુ સિદ્ધિ, ચમત્કાર ધરાવતા હોય, કે ત્યાગી-વૈરાગી હોય તે જોઈને લોક આફરીન જરૂર થઈ જાય છે, કિંતુ પામતા નથી. ત્યાં લોકોને એવો ભેદ વર્તે છે કે એ તો બહુ ઊંચા, મહાન છે, આપણે તો નીચા, હલકા, આપણે નહીં પહોંચી વળીએ, આપણાથી આવું ના થઈ શકે. તેથી પૂર્વભવે પોતે ભાવના ભાવી હશે, બુદ્ધિના આશયમાં એવું ભર્યું હશે કે, સામાન્ય માણસને આવતા પ્રૉબ્લેમ, એની ભૂલો, એના દુ:ખો જેવું જ પોતે ભોગવે, અનુભવે, અને એમાંથી જ્ઞાનની સમજણથી બહાર

નીકળે, ને વીતરાગ રહી લોકોને દાખલો આપી શકે. તો જ લોકો પામી શકશે અને પામ્યા પછી વીતરાગ માર્ગમાં આગળ વધી મોક્ષમાર્ગ પૂરો કરી શકશે.

સામાન્ય માણસ દાદાશ્રી પાસે આવીને કહે, મેં ચોરી કરી, તો દાદાશ્રી કહેશે, 'ભઈ, મારાથીયે એવી ચોરી થયેલી.' 'મારે આમ વાઈફ સાથે ઝઘડા થાય છે ', તો દાદાશ્રી કહેશે, 'ભઈ, મેં પણ એવી ભૂલ કરેલી.' કોઈ કહેશે, 'દાદાજી, મારે સિગરેટ છૂટતી નથી, તો પોતે કહેશે, મારે જ્ઞાની થયો તોયે ઘણા કાળે છૂટી.' એટલે હિંમત રહે, કે દાદાશ્રીને પણ આપણા જેવી જ ભૂલો હતી ને એમાંથી છૂટી શક્યા, તો હું પણ એમાંથી છૂટીને આગળની પ્રગતિ કરી શકીશ. આમ જ્ઞાનના ઊંચા શિખરેથી નીચે ઊતરીને સામાન્ય માણસોને વ્યવહારિક ગૂંચોનું સૉલ્યુશન મળી શકે તેવું એમણે જીવનમાં અનુભવીને એ અનુભવજ્ઞાન જગતને પમાડી શક્યા.

દાદાશ્રીને કોન્ટ્રાક્ટનો ધંધો પણ એટલે જ ભેગો થયેલો. તેઓશ્રી કહેતા કે, ''અમે કન્ટ્રાક્ટનો નંગોડ ધંધો કરીએ છીએ છતાં એમાં અમે સંપૂર્ણ 'વીતરાગ' રહીએ છીએ.'' તેઓશ્રીને જગતને એવો દાખલો આપવો હતો કે, કોન્ટ્રાક્ટનો નંગોડ ધંધા કરતા, ઈન્કમટેક્ષ ભરતા, જેલ જવું પડે તેવા પ્રસંગોમાં પણ વીતરાગતામાં રહી શકાય છે. આ બધું અનુભવીને જગતને આધ્યાત્મિક વિજ્ઞાન આપવું હતું, જેથી સામાન્ય મનુષ્યોનું આત્યંતિક કલ્યાણ થાય !

આ પુસ્તકમાં તો દાદાશ્રીના અનુભવનો એક જ પ્રસંગ છે, પરંતુ બીજા ઘણા બધા પ્રસંગો 'જ્ઞાની પુરુષ' ગ્રંથની શ્રેણીમાંથી મહાત્માઓને મળશે, જેમાં સામાન્ય લોકો જેવા જ ગૂંચવાડાના પ્રસંગોમાં અંદર નિરંતર જબરજસ્ત એનાલિસિસ કરી, પૃથક્કરણ કરીને સૉલ્યુશન લાવીને કઈ રીતે જ્ઞાનદશામાં વર્ત્યા છે તે વધુ જાણવા મળશે.

લોકોને એવું જ લાગે કે, દાદાશ્રી આપણા જેવા જ છે, પરંતુ પોતે અંદરખાને લોકોને પમાડવા માટે જાતજાતના નાટકના ખેલ કરી જાણે અને છતાં અંદર વીતરાગ રહે ! આ જ જગત કલ્યાણની ભવોભવની એમની અદ્‌ભૂત ભાવના છે, આ જ કરૂણા છે, જ્ઞાની પુરુષ તણી !

જેને પોતાને વ્યસન છે એ વ્યક્તિ માટે તો આ પુસ્તકમાંથી ઘણી બધી ચાવીઓ મળશે જ પણ સાથે સાથે પોતાની નજીકની વ્યક્તિઓમાં અથવા કુટુંબમાં કોઈને વ્યસન છે, તો એની સાથે પોતે વ્યવહારમાં કઈ જ્ઞાનદૃષ્ટિ ફિટ કરવી અને એની સાથે કેવો વ્યવહાર કરવો, એ અંગે દાદાશ્રીએ અર્પેલી સમજ પણ નવો જ દૃષ્ટિકોણ બક્ષશે. જેથી કરીને પોતાને રાગ-દ્વેષ ના રહે અને સામી વ્યક્તિને પણ વ્યસનમાંથી બહાર નીકળવા માટેની પૉઝિટિવ સાઈન થાય.

એક વ્યસન જેવા સામાન્ય ટૉપિક પર આટલી બધી વાતો અને તેય પાછું કર્તાપણાની છાંટ વગર ! આત્મલક્ષી દૃષ્ટિ સહ વહેલી આ વીતરાગી વૈજ્ઞાનિક વાણી, વ્યસનમાંથી મુક્ત થવા ઈચ્છુક દરેકે દરેક વ્યક્તિને અંદરથી કારણ સ્વરૂપે છોડાવશે, જેના પરિણામે કાર્યમાં છૂટ્યા વગર નહીં રહે. ઈફેક્ટને અડ્યા વગર કૉઝને ખલાસ કરીને, ફરી ક્યારેય ન વળગે એવી રીતે વ્યસનને દાટા મરાવે એવી આ અતોલ વાણી જગતના ખૂણે ખૂણે પ્રસરો અને દરેક વાચકને દાદાશ્રીના અંતર આશય મુજબ સમ્યક્રૂપે પરિણમો, આ જ ભાવના સહ આ પુસ્તક અત્રે પ્રકાશિત થાય છે.

વિવિધ વ્યસનો ધરાવનાર વ્યક્તિઓના મૂંઝવતા પ્રશ્નોના સમાધાનરૂપે નિમિત્તાધીન દાદાશ્રીની જ્ઞાનવાણી નીકળી છે. જેને અત્રે એકસૂત્રતા લાગે અને વાચકને વ્યસનમાંથી છૂટવાનો પદ્ધતિસરનો ઉકેલ મળે એ રીતે સંકલન કરવાનો પ્રયત્ન કર્યો છે, જેમાં ક્યાંક ક્ષતિ ભાસે તો તે જ્ઞાનવાણીની નહીં પરંતુ સંકલનાની જ ક્ષતિ હોઈ શકે છે. તે અર્થે હૃદયપૂર્વક ક્ષમા યાચના.

**- જય સચ્ચિદાનંદ**

# અનુક્રમણિકા

## ખંડ : ૧

## વ્યસનનું સ્વરૂપ ને તેથી છૂટવાના પ્રારંભિક ઉપાયો

### [૧] વ્યસન એ શું છે ? વ્યસન કોને કહેવાય ?



### [૨] વ્યસન કઈ રીતે પેસે છે ?



### [૩] વ્યસનના જોખમ ને પરિણામ

### [૩.૧] ચા, બીડી વિગેરે વ્યસનોના જોખમ ને પરિણામ



### [૩.૨] આલ્કોહૉલિક ડ્રિંક્સ મહાજોખમકારી

## [૩.૩] વ્યસનીનો સંગ એ મોટું જોખમ



## [૪] વ્યસનોથી છૂટી શકાય ?



## [૫] વ્યસનોથી છૂટવાના પ્રાથમિક ઉપાય

## [૫.૧] દારૂના વ્યસનથી છૂટવાના ઉપાય



## [૫.૨] અન્ય વ્યસનોમાંથી છૂટવાના ઉપાય



# ખંડ : ૨

# વ્યસનથી છૂટવા વૈજ્ઞાનિક સમજણ અને ઉપાય

## [૧] વ્યસનોથી છૂટવા 'ચાર સ્ટેપ'નો અનોખો રસ્તો

## [૨] છૂટ્યા અમે વ્યસનોથી આમ

### [૨.૧] જ્ઞાની દશામાંય હતા વ્યસન



### [૨.૨] અહો ! એ પારદર્શકતાની પરાકાષ્ટાને !



### [૨.૩] ન કર્તા, ન ભોક્તા, વૈજ્ઞાનિક સમજણે છૂટે વ્યસનો

## [૨.૪] જાગ્યું લોકોનું પુણ્ય ને છૂટ્યું વ્યસન



## [૩] વિજ્ઞાનથી લાવો ઉકેલ



## [૪] લોકનિંદ્ય વ્યસન જ્ઞાન પછીય ના ચાલે

## [૫] જ્ઞાનમાં પ્રગતિ માટે સંપૂર્ણ વ્યસન મુક્તિ એ ઉત્તમ



## ખંડ : ૩

## જ્ઞાન દૃષ્ટિએ શીખવે વ્યસની સંગ વ્યવહાર

## [૧] ફેમિલીમાં કોઈને વ્યસન હોય તો...



## [૨] અક્રમ વિજ્ઞાનની દેણ, વ્યસનીને વાળ્યા મોક્ષમાર્ગે



❖❖❖❖❖

# વ્યસન મુક્તિની વૈજ્ઞાનિક રીત

## ખંડ : ૧
## વ્યસનનું સ્વરૂપ ને તેથી છૂટવાના પ્રારંભિક ઉપાયો

## [૧]
## વ્યસન એ શું છે ? વ્યસન કોને કહેવાય ?

### વ્યસનમાં પડશો નહીં કોઈ

**પ્રશ્નકર્તા :** આપણે વ્યસનોમાં સ્વતંત્રતા ખોઈએ છીએ, તો વ્યસનો કેમના છૂટે ?

**દાદાશ્રી :** વ્યસન તો વળી છૂટતા હશે તે ? વ્યસન છૂટવા હારુ પેસે છે ? એને મારી નાખવા આવે છે. વ્યસનમાં તો પડશો જ નહીં કોઈ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, વ્યસનો પડી ગયા હોય એનું શું ?

**દાદાશ્રી :** શેનું વ્યસન પડ્યું છે ?

**પ્રશ્નકર્તા :** ગણાય નહીં એટલા છે.

**દાદાશ્રી :** વ્યસનો એટલા બધા હોતા નથી. ગણાય નહીં એટલા

કેટલા તે ? પાછા બીજા કયા કયા વ્યસન કહો છો ? શેને વ્યસન કહો છો ?

**પ્રશ્નકર્તા :** આ બધી ઉપાધિઓ જે લીધી છે, પૈણ્યા છીએ, આ બાપા બન્યા છીએ, ભાઈ બન્યા છીએ, કાકા બન્યા છીએ... એ બધા જન્મોજન્મના વ્યસનો પડી ગયા છે.

**દાદાશ્રી :** ના, એ વ્યસન નથી, એ તો ઈફેક્ટ છે. એ ઈફેક્ટ વ્યસન ના હોય. એ તો ઈફેક્ટ છે, પોતાના હાથમાં સત્તા જ નથી.

## શરીરને અન્‌આવશ્યક ખોરાક તે વ્યસન

**પ્રશ્નકર્તા :** દાદા, તો પછી વ્યસન એટલે શું ?

**દાદાશ્રી :** વ્યસન એટલે શું ? વૉટ ઈઝ ધી ડેફિનેશન ઑફ વ્યસન ? (વ્યસનની વ્યાખ્યા શું છે ?) 'વ્યસન' શબ્દ એ તો શેમાંથી બનેલો છે ? 'અસન'માંથી બનેલો છે. અસનમાંથી વ્યસન બનેલો છે. 'અસન' એટલે ખાવું. આ શરીરને આવશ્યક એનું નામ 'અસન' કહેવાય અને અન્‌આવશ્યક એનું નામ 'વ્યસન' કહેવાય. એવું છે ને, ખોરાક ખાવાનું એને અસન કહીએ આપણે અને વ્યસન એટલે બિનજરૂરિયાત, વિ-અસન, વિશેષ અસન.

**પ્રશ્નકર્તા :** જેની જરૂર નથી એ વિ-અસન.

**દાદાશ્રી :** એ વિ-અસન. તેથી આપણા લોકો કહે છે ને, કે 'ભઈ, મેં તો બેસણું કર્યું છે.' શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** બેસણું કર્યું છે.

**દાદાશ્રી :** એકાસણું કર્યું છે. એક અસન, 'એકાસણું' કહેવાય. બે અસન, 'બેસણું' કહેવાય. અસન એટલે ખાવું અને વ્યસન એટલે વિશેષ ખોરાક, વિશેષ અસન.

**પ્રશ્નકર્તા :** અતિરેક.

**દાદાશ્રી :** અતિરેક, જેની જરૂર નથી. જેના વગર શરીર ચાલે

એવું છે. ખોરાકની, અસનની જરૂર છે, પણ વ્યસનની જરૂર નથી. આ બીડીની ખાસ નેસેસિટી (જરૂરિયાત) નથી, તેને તમે શું કરવા સંઘરો છો ? ચા, બીડી, પાન-તમાકુ વગેરે જેના વિના ચાલે તેમ છે, તેને લોકો વ્યસન કહે છે.

અસન એટલે શરીરનું પોષણ અને વ્યસન એટલે વધારાનું પોષણ, જે પોષણની જરૂર નથી તેવી વસ્તુઓ પી પી કરવી અને ખા ખા કરવી.

**પ્રશ્નકર્તા :** પણ ખાવાનું એકલું જ ?

**દાદાશ્રી :** હા, તે ખાવા એકલાનું જ ને વ્યસન તે.

## આદત ને વ્યસનનો ભેદ

**પ્રશ્નકર્તા :** આપણે પણ બહુ મૂવી જોવાનું વ્યસન પડ્યું હોય તો ?

**દાદાશ્રી :** તેનો વાંધો નહીં, મૂવી જોવાનું એ વ્યસન ના કહેવાય. વ્યસન એટલે ઈન્ટૉક્સિકેશન (નશો) છે જેમાં, કે જેના વગર આપણને છૂટકો જ ના થાય. આપણને પરવશ જ બનાવી દે. પોતાને વશ કરી લે એનું નામ વ્યસન. અને પેલું ટૉકિઝમાં તો આપણે પેલા ફ્રેન્ડ આવે તો ના જવું હોય તો ના જઈએ. એને વ્યસન નથી કહેવાતું, એ તો આદત પડી ગઈ કહેવાય છે. શું ?

**પ્રશ્નકર્તા :** એ આદત.

**દાદાશ્રી :** હા. અને પેલું તો પીવું પડે તે. પાર્લામેન્ટમાંય ગયો હોય, તોય પીને જાય, મૂઓ. એવું બેભાનપણું !

**પ્રશ્નકર્તા :** તો એ વ્યસનને આદત કેમ ન કહેવાય અને મૂવી જોવાને આદત કેમ કહેવાય ?

**દાદાશ્રી :** આદત એટલે જેમાં મનનો ખોરાક હોય, પણ દેહ ને વાણીનો ખોરાક ના હોય. આ વ્યસનમાં તો દેહનો ખોરાક હોય છે.

આ સિનેમા વ્યસન ના કહેવાય, એ આદત કહેવાય. વ્યસન તો અહીંથી પીવું પડે આપણે. પેલા લોક બાટલી પીવે છે, એવું તું જાણું છું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ વ્યસન કહેવાય, એ આદત નહોય.

**પ્રશ્નકર્તા :** એટલે જે બાહ્ય વસ્તુ હોય, એ આદત કહેવાય.

**દાદાશ્રી :** બાહ્ય વસ્તુને આદત કહેવાય.

**પ્રશ્નકર્તા :** અને શરીરને લાગતી-વળગતી હોય એ વ્યસન કહેવાય.

**દાદાશ્રી :** હા, શરીરને લાગતું-વળગતું હોય તે વ્યસન કહેવાય. શરીરની નેસેસિટીમાં વધારો કરવો, અન્‌નેસેસરી (બિનજરૂરી) પ્રૉબ્લેમ ઊભા કરવા તેને વ્યસન કહેવાય.

તારે તો બહુ જાણવાનું મળ્યું આજે એક કલાકમાં તો.

**પ્રશ્નકર્તા :** આ વ્યસન અને આદત, આ બેનું ડિમાર્કેશન બહુ સૂક્ષ્મ છે, કોઈને ખ્યાલ ના આવે.

**દાદાશ્રી :** ના હોય એ તો. વ્યસન શું છે, એવું જગતને ભાન જ ના હોય ને ! આદતને વ્યસન કહે, વ્યસનને આદત કહે. લોક ઊંધું કહે.

## જ્ઞાનતંતુને અસરવાળી વસ્તુ તે વ્યસન

**પ્રશ્નકર્તા :** દાદા, એવું ખરું ને, કેટલાક વ્યસન ઈફેક્ટિવ (અસરકારક) હોય છે અને કેટલાક ઈન્‌ઈફેક્ટિવ (બિનઅસરકારક) હોય છે.

**દાદાશ્રી :** નહીં, બીજા એ ઈન્‌ઈફેક્ટિવને વ્યસન ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, તો પછી વ્યસનમાં તો બધું જ્ઞાનતંતુઓનું થયું ને ?

**દાદાશ્રી :** જ્ઞાનતંતુનું વ્યસન. આ જુઓ, બીડી-ચા-દારૂ... આ સોપારીયે થોડી જ્ઞાનતંતુના વ્યસન જેવું છે. એટલે અમુક અમુકમાં જ્ઞાનતંતુ ઉપર અસર કરે ને, તે કેમ કરાય ?

જ્ઞાનતંતુઓને ચાના સ્વભાવની અસર થાય છે. ચા જ્ઞાનતંતુની

અસરવાળી છે. પણ બીડી જેટલી અસરવાળી નથી. બીડી તો બહુ અસરવાળી છે, તમાકુને લીધે. તમાકુ તો મોઢામાં ખાતો હોય ને, તેય અસરવાળું છે. છીંકણી સૂંઘતો હોય તેય અસરવાળું છે.

**પ્રશ્નકર્તા :** એટલે તો આપણને પોતાને કંઈક...

**દાદાશ્રી :** એની અસર થાય.

## ઈન્ટૉક્સિકેટેડ વસ્તુઓનું વ્યસન થાય

તમે ખરું કહ્યું, આ જ્ઞાનતંતુને અસરવાળી વસ્તુઓ છે આ બધી. અને દૂધ પીતા હોય સવારમાં, તે જ્ઞાનતંતુને અસરવાળી નહીં. તે દૂધ પીવાનું રહી ગયું હોય તો બૂમાબૂમ ના થાય.

દૂધનું વ્યસન ન પડે. દૂધમાં ઈન્ટૉક્સિકેશન નથી. ઈન્ટૉક્સિકેટેડ છે વસ્તુઓ, તેનું વ્યસન પડે. દહીં ખાવ, દૂધ ખાવ, આઈસ્ક્રીમ ખાવ, તેનો વાંધો નથી. આ છે તે છાશ પીવો, બધી ઘણી ચીજો છે. એ ટેવવાળી વસ્તુ નહીં ને ! ઈન્ટૉક્સિકેશન નહીં ને !

ચાની ટેવ પડી જાય, સિગરેટની ટેવ પડી જાય. ટેવ એટલે હેબિચ્યુએટેડ, જેના વગર ના ચાલે. ટેવ ન હોવી જોઈએ. અગર તો ટેવ પેસી ગઈ હોય, તો એને ધીમે ધીમે ઓછી કરવી, અગર તો કાઢી નાખવી.

## છોડી છૂટે તે ટેવ, છૂટે નહીં એ રોગ

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું ને, કે ચા-સિગરેટની ટેવ પડી જાય, તો એને વ્યસન ગણવું કે ટેવ ?

**દાદાશ્રી :** એ ખરેખર વ્યસન, ટેવ આ જગતના લોક કહે, પણ અમે તો એને રોગ જ કહીએ.

ટેવ કોને કહેવાય છે ? કે આપણે રોજ એક થેલીમાં કશુંક લઈ જવાનું હોય ને પાકીટ, તો પાકીટ રોજ આપણે લઈ જઈએ, નહીં તો બીજે દહાડે ભૂલી જઈએ. અને પાકીટની ટેવ પાડી હોય તો ?

**પ્રશ્નકર્તા :** ન ભૂલાય.

**દાદાશ્રી :** ટેવ ના પાડી હોય તો ભૂલી જવાય. એટલે એને ટેવ કહેવાય છે. પણ એ ટેવ તો આપણે બે દહાડામાં છોડવી હોય તો છોડી દઈએ. હેબિચ્યુએટેડ. તમે સમજ્યા નહીં પાકીટનું ? આપણે આ છત્રીની જો ટેવ ના રાખીએ ને, તો બીજે દહાડે ક્યાંય ભૂલીને આવીએ. એની ટેવ પાડવી પડે પદ્ધતસરની. એવું તમને લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એક દહાડો લઈ જઈએ, એક દહાડો ના લઈ જઈએ, તો આપણને જ ખબર ના હોય કે લાવ્યો'તો કે નહોતો લાવ્યો તે !

**પ્રશ્નકર્તા :** ઘણાને તો રોજ લઈ જતો હોય ને એક દહાડો ના લઈ જાય, તો ચાલતા ના ફાવે.

**દાદાશ્રી :** હા, ચાલતા ના ફાવે. એટલે વસ્તુસ્થિતિમાં ટેવ એને કહેવાય કે જે છોડી શકાય. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** છોડી શકાય એને ટેવ કહેવાય.

**દાદાશ્રી :** અને આ તો દારૂને કહે છે એની ટેવ પડી. અરે મૂઆ, ટેવ-બેવ હોતી હશે ? ઊલટાનો કરુણા ખાવા જેવો માણસ છે, શું કરવા આવું કહો છો બિચારાને ? લોકો કહે છે, ટેવો છોડી દો, છોડી દો. અરે, શી રીતે છૂટે તે ?

લોકો કહે છે કે બીડી, દારૂ એ કુટેવ છે, ટેવ છે. જે છોડી છૂટે તે 'ટેવ' કહેવાય અને છોડી છૂટે નહીં એ 'રોગ' કહેવાય. આ સમજાય નહીં એટલે પછી લોકો આવું નામ પાડે કે ટેવ-કટેવ પડી છે.

## અનોખી શોધખોળ, રોગ કરાવે છે વ્યસન

એક માણસ દારૂ પીવે છે તેય રોગ છે ને આ હુક્કો પીવે છે તેય રોગ છે ને બધા વ્યસન છે તેય રોગ છે. અને દાક્તરો ને આખું જગતેય શું જાણે કે 'વ્યસન વગર કામનો તું કરું છું.' અલ્યા મૂઆ,

રોગ છે. વગર કામનું કરતા હોય તો બીજે દહાડે છૂટી જાય. જ્યારે બંધ કરવું હોય તો બંધ થાય. ત્યારે કહે, 'ટેવ પડી છે.' ના, મૂઆ, ટેવ કોઈ દહાડો પડતી જ નથી. આ તો લોકોએ એડજસ્ટ કરેલી વાત છે. તે રોગ છે તે શું થાય તે ?

એટલે એક ફેરો એક માણસ ટેસમાં આવ્યો ને કહે કે, 'લાવો, હું એક બીડીનો દમ મારું.' એ દમ માર્યો, એ ઍક્શન થયું, તેનું આવે રિઍક્શન. કુદરત રિઍક્શન કરે છે. એ જ રિઍક્શનના ધક્કાથી પેલો ઍક્શન કરે છે. પાછો એ ઍક્શનના ધક્કાથી રિઍક્શન એમ ચાલ્યા કરે. હવે આ બીડીઓ પીવે છે, તે એ બીડીઓથી મહીં જે રોગ ઊભો થાય છે, એ રોગ જ એને બીડી પિવડાવે છે. હવે આ જે વાયડો માણસ હોય ને, તે આપણે ખાતી વખતે તપાસ કરીએ તો મૂઓ વાયડું જ ખાતો હોય એ. કારણ કે વાયડો છે માટે આ વાયાવાળી (વાયુવાળી) ચીજો ખાય છે. એટલે આ રોગ જ ખાય છે, રોગ દારૂ પીએ છે, રોગ આ બીડીઓ પીવે છે, રોગ સિગરેટ પીવે છે. બધું રોગ જ કરી રહ્યું છે.

## વ્યસનને રોગ જાણે તો દવા ખોળી કાઢે

હવે જો એ રોગ નાશ કરવામાં આવે તો બીડી બંધ થઈ જાય. માટે આ વ્યસનને છોડ્યું છોડાય તેમ નથી. પણ એ રોગ છે, એને જો દવા આપવામાં આવે તો એ મટી જાય. હું ઘણા વરસથી 'વ્યસન એ રોગ છે', એવું કહેતો'તો. મેં પુસ્તકમાં લખેલું છે કોઈ જગ્યાએ.

**પ્રશ્નકર્તા :** વ્યસન એ રોગ છે.

**દાદાશ્રી :** વ્યસનો એ વ્યસનો નથી, પણ રોગ છે. એ રોગ અમુક હદ સુધી થયેલો હોય ત્યાં સુધી છૂટી શકે. પછી એ રોગ વધી ગયો, પછી એ રોગ જ છે તે એને પકડી લે. પણ વ્યસન એ રોગ છે, એ અમે કહેલું. હજુ ફૉરેનનું લોક જાણતું નથી, એ રોગ છે. જો રોગ હોય તો દવા ખોળી કાઢે, એ જાણે તો.

ચા, બીડી, દારૂ એ બધા જ્ઞાનતંતુના રોગ છે. બીડી પીવી એ રોગ છે, એ જ્ઞાનતંતુની નબળાઈ છે. તેથી બીડી પીવી પડે છે. તેનાથી

જ્ઞાનતંતુને રિલીફ થાય. બીડી એ એની દવા છે, પણ તે દવા પાછા બીજા કૅન્સર જેવા રોગ પેદા કરે છે.

સિગરેટ પીવે છે તે શું છે ? જ્ઞાનતંતુની નબળાઈનો રોગ છે. હવે જ્ઞાનતંતુની દવા આપવામાં આવે તો જ સિગરેટ બંધ થાય. તમાકુ ખાવી, દારૂ પીવો એ રોગને કારણે માણસ પીવે છે. રોગ ગમે તે રીતે નાશ પામે તો એ છૂટી જાય. રોગ મટી જાય તો એ કટેવ છૂટી જાય. એ અમારી શોધખોળ છે ! કોઈને અમુક પ્રકારના, કોઈને અમુક પ્રકારના રોગ હોય. રોગ હોય એની દવા થાય. અમે તે રોગની દવા ખોળી કાઢીશું !

❖❖❖❖❖

# [૨]
# વ્યસન કઈ રીતે પેસે છે ?

## પહેલો પોતે પેસે પછી વ્યસનો કરે આપખુદી

**પ્રશ્નકર્તા :** દાદા, વ્યસનો આમ સહજ રીતે ચાલ્યા કરતા હોય છે.

**દાદાશ્રી :** વ્યસનો આપખુદી (જોરજુલમ) છે. આ શરીર ઉપર આપખુદી (પોતાનો સર્વોપરી અધિકાર) કરતા હોય તો વ્યસનરૂપે.

**પ્રશ્નકર્તા :** તે સહજભાવ નથી ? એમાં સહજભાવ નથી ?

**દાદાશ્રી :** પછી સહજ થઈ જાય. પહેલી પોતે આપખુદી કરે, પછી સહજ થાય. શરીરનો સ્વભાવ તો બિચારો જેવી ટેવ પાડો એવું એ રસ્તે દોડે પછી. શું કરે ?

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** પણ પોતે આપખુદી કરે છે. શરીર ઉપર પોતે આપખુદી નહીં કરવાની.

## વ્યસન એ પોતાની ઈચ્છાનું પરિણામ

**પ્રશ્નકર્તા :** વ્યસનમાં પડવાની અંદરથી ઈચ્છા નથી હોતી પણ છતાં પડી જવાય છે.

**દાદાશ્રી :** ઘરમાંથી બહાર ના નીકળવું હોય તમારે, તો નીકળી જવાય ખરું ? જતું રહેવાય પછી બહાર ?

**પ્રશ્નકર્તા :** એની મેળે તો ના નીકળાય.

**દાદાશ્રી :** ઈચ્છા ના હોય તો કશુંય ના થાય. બીડી એ ઈચ્છાનું પરિણામ છે. ઈચ્છા હોય તો બીડી પીવે, નહીં તો ના પીવે કોઈ દહાડો. દારૂયે ઈચ્છાવાળો દારૂ પીવે, ના ઈચ્છા હોય એ ના પીવે. ઈચ્છા કરનારો બેઠો છે એટલે આ બધા જાળાંમાં ફસાયા કરે છે. ઈચ્છા જ ના થાય એને કાંઈ નહીં.

**પ્રશ્નકર્તા :** અત્યારે ઈચ્છાઓ જે થાય છે, એ તો ઑટોમૅટિક (એની મેળે) થઈ જાય છે, તે એનું આપણે શું કરી શકીએ ?

**દાદાશ્રી :** અત્યારે કરતા નથી પણ પહેલા કરતા'તા ખરા ને ? કર્યા વગર ઈચ્છા કેમ કરીને થાય ? તમને બીડી પીવાની ઈચ્છા હોય તો બીડી પીતા હોય અને બીડી પીવાની ઈચ્છા ના હોય તો ના પીવે. બીડી પીવાની ઈચ્છા ના હોય, એને એવું કર્મ હોય નહીં. ઈચ્છાવાળાને એવું કર્મ હોય અને ના ઈચ્છાવાળાને એવું કર્મ હોય.

## દાર્શનિક પુરાવા ભેગા થતા લફરું વળગી જાય

આ ભાઈને કેટલાય લફરાં પેસી ગયા છે ! સિગરેટ ને બિગરેટ ને બધા, કેટલાય લફરાં ! કેટલા છે લફરાં ?

**પ્રશ્નકર્તા :** ઘણા છે, દાદા. ઘણા છે.

**દાદાશ્રી :** વધારે છે, નહીં ? પુરાવા ભેગા થતા લફરું વળગી જાય. એવિડન્સ બધા ભેગા થાય તે લફરું વળગી જાય.

**પ્રશ્નકર્તા :** પુરાવા ભેગા થતા. પુરાવા એટલે ?

**દાદાશ્રી :** આ બીડી છે એ એક લફરું કહેવાય. તે પુરાવા શું શું ભેગા થાય ? પહેલું એવું ફ્રેન્ડ સર્કલ મળે, એટલે પેલો ના પીતો હોય તે કહે, 'મને તો માથું ચડી જાય છે.' ત્યાર પછી પેલો કહે, 'થોડી તો પી, બે દમ માર.' એમ કરાવતા કરાવતા આખો દમ મરાવડાવે. એમ કરતું કરતું લફરું વળગી જાય પેલાને. આ પુરાવા બધા ભેગા થાય એટલે પછી

લફરું વળગી જાય. અને સારા માણસોના ભેગો ગયો હોય, બીડીઓ ના પીતા હોય ત્યાં ગયો હોય તો વળગે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તે આ પુરાવા બધા ભેગા થાય ત્યારે લફરું વળગે. દાર્શનિક પુરાવા હં, પેલા સરકમસ્ટેન્શિયલ એવિડન્સ (સાંયોગિક પુરાવા) નહીં. દાર્શનિક પુરાવા ! તમારે કૉર્ટમાં દાર્શનિક પુરાવા લેવામાં આવે છે ને ?

**પ્રશ્નકર્તા :** જી હા, દાર્શનિક.

**દાદાશ્રી :** આંખે દેખાતા પુરાવા ને ?

**પ્રશ્નકર્તા :** હા, દેખાતા પુરાવા.

**દાદાશ્રી :** તે આયે દાર્શનિક પુરાવા.

## ઊંધું જોવાથી શીખે ને પછી ફસાઈ જાય એમાં

**પ્રશ્નકર્તા :** આ વ્યસનની ટેવો જે પડે છે, તે ચિત્તના આધારે પડેલી છે ?

**દાદાશ્રી :** એ ચિત્તના આધારે પડેલી છે, પણ ચિત્ત તો બધાને હોય જ. ચિત્ત તો અત્યારેય છે જ ને ?

**પ્રશ્નકર્તા :** હં, છે.

**દાદાશ્રી :** અત્યારે કેમ ટેવ નથી પડતી ? જો ચિત્તના આધારે પડતી હોય તો ચિત્ત તો અત્યારે નથી ?

**પ્રશ્નકર્તા :** છે.

**દાદાશ્રી :** આ ઊંધું જોવાથી પડે છે. આ જગતનું બધું દેખવાનું ઊંધું હોય છે ને, તે ઊંધું જુએ કે ટેવ પડે. પછી નીકળે નહીં.

**પ્રશ્નકર્તા :** દેખાદેખીથી ટેવ પડે છે ?

**દાદાશ્રી :** હા. અને કંઈ હિતકારી-અહિતકારી જુએ છે ? પેલો કહે, 'એક તો લે, એક તો લે', ત્યારે કહે, 'હા, લઈશ...' એમાં અહંકાર કરે છે, 'લે હું પણ ફૂંક મારું.' પેલો કહે છે, 'માર ફૂંક આમ', તે મારે ફૂંક પહેલી. પહેલી તમરી-બમરી ચઢે માથામાં પહેલા. પણ ગાંઠે નહીં, એટલે પછી એ ચાલુ થઈ જાય. અહંકારનો સ્વભાવ એવો કે શીખે બધું અને શીખવનારા હઉ મળી જાય. બધું જોવાથી શીખે. પછી ફસાઈ ગયા પછી પેલા બધા ભઈબંધો જતા રહે. ઊડી જાય ચકલા બધા. પછી આ એકલો છે તે બૂમાબૂમ કરતો હોય, વીસ-વીસ સિગરેટો લઈને ફરતો હોય ! એટલે લોકોના દેખાડ્યા પ્રમાણે અહંકાર સુખ ખોળે છે. પછી એમાં ફસાઈ જાય છે, વ્યસનો-બ્યસનોમાં.

## અભિપ્રાયથી પડે ગાંઠ, બીજા ભવે સંજોગ મળતા ફૂટે

અને કેટલાક માણસને તો અડ્યો ન હોય પણ વિચાર આવે કે 'કરવા જેવું છે.' પણ આવતા ભવને માટે ગાંઠ પડી જાય પછી.

તમે કોઈ બ્રાન્ડીવાળા જોડે જાઓ અને ત્યાં આગળ એક-બે ફેરે ના પીઓ, પછી મનમાં એમ થાય કે વાંધો શો છે પીવામાં ? પણ છતાંય ના પીવાયું. અભિપ્રાય બદલાયો, પણ અત્યારે પીવાયું નહીં. પીવાનો હજી યોગ બેઠો નહીં. હવે તે ઘડીએ ગ્રંથિ પડી એ. શું થયું ? અભિપ્રાયમાંથી મન બંધાયું. એ ગ્રંથિ પડી. એ ગ્રંથિ આવતા ભવમાં ફૂટે એટલે તમે પીઓ એ. હવે મન શું છે ? ગ્રંથિઓનું બનેલું છે. શાનું છે ?

**પ્રશ્નકર્તા :** ગ્રંથિઓનું.

**દાદાશ્રી :** એટલે આ બધી ગ્રંથિઓ પ્રમાણે તમારું બધું ચાલે છે. મનમાં વિચાર આવે ને દારૂના, તે મહીં ગાંઠ હોય તો વિચાર આવે, ગાંઠ ના હોય તો ના આવે. મહીં એ દારૂની ગાંઠ પડેલી હોય, તો તમારે વિચાર ના કરવા હોય તોય વિચાર એ આવ્યા જ કરે, કે ચાલો પી આવીએ.

**પ્રશ્નકર્તા :** પણ એ જે વિચારો કરે, તે તો વાતાવરણમાંથી કરે ને ?

**દાદાશ્રી :** વાતાવરણમાં કશું હોતું જ નથી. એવિડન્સ બહારનો મળવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, એટલે બહારના સાંયોગિક પુરાવાના આધારે જ ને ? એના સંસ્કાર, એની સાથેની મિલત-જુલત, ભઈબંધોની ભઈબંધી, એ બધું સાથે મળે ને ?

**દાદાશ્રી :** હા, હા. એના આધારે ત્યારે ફૂટે એ મન. એ ગાંઠો ત્યારે ફૂટે, નહીં તો ત્યાં સુધી ફૂટે નહીં. એ ગાંઠોમાંથી ફરી પાછા સંજોગ ભેગા થાય, એવિડન્સ ભેગો થયો કે પછી ફૂટે. એને ભેગું થયું, એનો ફ્રેન્ડ-બ્રેન્ડ ભેગો થયો કે એ દુકાન ભેગી થઈ કે એ ગાંઠ ફૂટે.

## કુસંગ ભેગો થવા પાછળ પોતાનું જ પૂર્વકર્મ

**પ્રશ્નકર્તા :** આપે એવું કીધું કે, સાંયોગિક પુરાવાના આધારે, સંગ દોસ્તીના આધારે એને વિચાર આવે. પણ એને જે દોસ્ત એની સાથે સંગતિ કરે છે અથવા કરવા પ્રેરાય છે અને જેનામાંથી એ સંસ્કાર પોતે ઝીલે છે, એની ટેવો પાડવાની શરૂઆત કરે છે, તો એ ટેવ પાડવા માટે દોરનાર કોણ ?

**દાદાશ્રી :** એ તો નેચર જ છે બધું. તેય અવળા માણસનો સંગ થાય ને, એટલે આપણને કુટેવો પડી જાય. હવે અવળા માણસનો સંગ થવો તે આપણું પૂર્વનો કાંઈ દોષ હોય તો જ આ સંયોગ ભેગો થાય. પણ સંયોગ જો વહેલો છૂટી જાય તો સારું. સંયોગ છૂટી તો જાય જ અને કેટલાક સંયોગો તો આખી જિંદગી સુધી ચાલે. પણ સંયોગ છે, એટલે જ્યારે ત્યારે છૂટી જવાનો.

## બુદ્ધિના નિર્ણયે પેસે અને છૂટે વ્યસનો

**પ્રશ્નકર્તા :** આ વ્યસનો માટે બુદ્ધિ જવાબદાર ખરી ?

**દાદાશ્રી :** બુદ્ધિ જ જવાબદાર ને ! બુદ્ધિ જ, સારા-ખોટાનો નિર્ણય જ એ કરે છે ને ! અને નિર્ણય થાય ત્યારે પછી પેસી જાય, નહીં તો

એમ ને એમ પેસે નહીં. સારા-ખોટાનો નિર્ણય એ બુદ્ધિનું કામ છે. ચિત્તનું તો ભટકવાનું જ કામ છે. બુદ્ધિએ નિર્ણય કર્યા પછી, સિગરેટ પેઠા પછી ચિત્ત ત્યાં આગળ જયા કરે પછી વારેઘડીએ. અને મન ત્યાર પછી વિચાર કરે. મન સિગરેટનો વિચાર ક્યારે કરે ? પેલું એક ફેરો પેઠા પછી. બુદ્ધિ એક ફેરો ડિસિઝન કરી લે. એટલે બુદ્ધિના તાબાની વસ્તુ છે આ બધી. આ જગતની બધી વસ્તુ બુદ્ધિના તાબામાં છે. ફક્ત અહંકાર સહી કરી આપે છે. ધૃતરાષ્ટ્ર છે અહંકાર તો, આંધળો મૂઓ છે ! ખાલી કહેવાય એ પ્રેસિડન્ટ એટલું જ, બાકી કશું જ નહીં. બુદ્ધિ જ બધું.

**પ્રશ્નકર્તા :** એ તો દાદા, બહુ બીડી પીતો હોય અને પછી હાર્ટ ઍટેક આવ્યો અને દાક્તર કહે, કે આ બીડી છોડી દો. ત્યારે એમ લાગે કે આ તો નુકસાનકારક છે, એટલે છોડી દે પછી.

**દાદાશ્રી :** હા, એટલે બુદ્ધિનું કામ નફો-ખોટનું છે. બુદ્ધિ જ્યારે નફા-ખોટને સમજે, એ પેલા કોઈ દેખાડે, આમાં શું ફાયદો, આની મહીં ઉપાધિ, આમતેમ... એટલે એ જાણે કે 'આ તો ખોટ છે !' તો એ બુદ્ધિ એને છોડવાનું કહે. કરે છે તો બુદ્ધિ જ, છોડે છેય બુદ્ધિ. પણ બુદ્ધિ નફા-ખોટને સમજી જાય. હુંય એટલું જ દેખાડું, આમાં શું ફાયદો ? આ તો ભૂતના વળગણ જેવું આ વળગણ વળગ્યું છે ! ત્યારે પેલાને સમજાય. સમજદાર અને સંસ્કારી હોય તો તરત સમજી જાય, કે સાલું, આ ખરેખર વળગણ લાગે છે ! એ છૂટ્યું. બુદ્ધિનો જરાક આંકડો ઢીલો થયો કે છૂટી ગયું, એની મેળે છૂટી જાય. બુદ્ધિ આંકડો ઢીલો કરતી જ નથી. કંઈક છોડવું હોય ને, આ ચા કે બીડી કંઈક, તો બુદ્ધિ આંકડો ઢીલો કરતી જ નથી અને જો ઢીલો કરે તો છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** ઢીલો કરતી નથી. હવે એ ઢીલો ક્યારે કરે ? એને કોઈ નફો-નુકસાન દેખાડનારો એવું એક્ઝેક્ટ બતાવી દે તો !

❖❖❖❖❖

# [૩]
# વ્યસનના જોખમ ને પરિણામ

## [૩.૧]
## ચા, બીડી વિગેરે વ્યસનોના જોખમ ને પરિણામ

### વ્યસનને વળગે પછી એની ઈફેક્ટ છૂટે નહીં

વ્યસનો તો એક વળગણ છે, વળગણ. ઉપાધિનું વળગણ છે. એ ચોંટ્યા પછી, ઊલટું એ ના હોય તો આખો દહાડો નકામો જાય. વ્યસન સેવવા જેવી વસ્તુ જ નથી.

**પ્રશ્નકર્તા :** વ્યસન આપણને વળગ્યું છે કે આપણે વ્યસનને વળગેલા છીએ ?

**દાદાશ્રી :** વ્યસન તો વીતરાગ છે. તમાકુ તો વીતરાગ છે. તમે એને વળગો પછી એની ઈફેક્ટો થયા કરે, ઈફેક્ટ પછી છૂટે નહીં. તમારે વિચારવું જોઈતું'તું. ચાની ટેવ પાડી જુઓ અને ઉકાળાની ટેવ પાડી જુઓ. ઉકાળો તમને વળગશે નહીં અને ચા વળગશે. કારણ કે ઈન્ટૉક્સિકેશન છે. એટલે કોની જોડે ભઈબંધી કરીએ છીએ એ વિચારવું જોઈએ પહેલેથી.

ચા શાથી વ્યસન કહ્યું ? એટલે એ વસ્તુ ચોંટેલી જ હોય આપણને, ચોંટી જ પડે. જે વળગણ હોય, વળગી ગયું હોય આપણને, ચોંટી પડ્યું

હોય, એ વ્યસન ના રાખવા. નહીં તો આપણને ઉપાધિ કર્યા કરે આખો દહાડો. એટલે દૂધ પીએ, લસ્સી પીએ, એ કંઈ ઉપાધિ ના કરે. પણ આ ચા તો ઉપાધિ કર્યા વગર રહે નહીં. બીડી પીએ તો ઉપાધિ કર્યા વગર રહે નહીં.

## વ્યસનો યાદ આવે ને સહજતા તોડે

કારણ કે બીડી, ચા એ બધા છે તે લફરાં કહેવાય. જે આપણને ટાઈમ થાય અને યાદ આવે એ બધાય લફરાં કહેવાય. તમને શું શું યાદ આવે છે, કહો. તમે જાત્રાએ ગયા ને સવારથી કશું ના મળ્યું તો પહેલું શું યાદ આવે ?

**પ્રશ્નકર્તા :** ચા યાદ આવે.

**દાદાશ્રી :** યાદ આવે, અને યાદ આવે એટલે હેરાન કરે. કશું યાદ ના આવે એવું જીવન હોવું જોઈએ. તો આ વ્યસનો યાદ લાવે. તે ચા ના મળી હોય તો આખો દહાડો યાદ આવ્યા કરે, ચા નથી મળી... ચા ના મળી.

**પ્રશ્નકર્તા :** યાદ આવે ને માથું હઉ દુખે, દાદા.

**દાદાશ્રી :** માથું ચઢે એ બધુંય, હા. ચાનીયે બળી એ ભાંજગડ ! સવાર થાય અને ના મળે તો એનું માથું દુખવા માંડે.

જે આપણને યાદ કરાવડાવે ને સહજતા તોડે, એ કેફી વસ્તુ કહેવાય બધી. ચા યાદ આવે, કૉફી યાદ આવે. અને દૂધ પીતા હોય કે બીજું ગમે તે કરતા હોય ને જલેબી ખાતા હોય તો કશું યાદ-બાદ ના આવે એમ. અને વખતે જલેબી ખાવાની પંદર દહાડાથી, મહિનાથી ટેવ હોય તો બે દહાડા યાદ આવે, પછી કશુંય નહીં, ભૂલી જાવ તમે. અને તમે કહો કે 'આજ નથી મળવાની', તોય કશું નહીં. પણ ચાનું તો 'આજ નથી મળવાની' તો વધારે ચિઢાય મહીં.

એવું છે ને, વ્યસન છે તે ઈચ્છા ઊભી કરાવડાવે. અને ઈચ્છા ઊભી થાય એટલે કષાય ઊભા થાય. અને આ તો કંઈ નહીં. આની તો

ભાંજગડ જ નહીં ને ! ગમે તે ખાવાનું તો એની મેળે ટાઈમ થાય એટલે એને મળી રહે. તે ખીચડી-કઢી, શાક-દાળ-રોટલો કંઈ પણ મળી રહે એને. અને વ્યસન તો જોઈએ જ.

## રે પરતંત્રપણું ! ભગવાન નહીં પણ સિગરેટ યાદ આવે

ચા તમે પીતા હોય તો એક દહાડો ના મળે અને સાત વાગી ગયા, આઠ વાગ્યા, તે પછી તમે એના ધ્યાનમાં પડી જાવ, ચાના. શામાં પડી જાવ ?

**પ્રશ્નકર્તા :** એના જ ધ્યાનમાં હોય.

**દાદાશ્રી :** એ કંટ્રોલ લઈ લે છે આપણો. એવું બને કે ના બને ? જે કંટ્રોલ લે છે આપણો, તેને ના પીવાય. દૂધ પીવો, બદામો નાખી પીવો, મહીં ગમે તે બધા મસાલા નાખીને પીવો, તેનો વાંધો નથી. પણ આ આપણો કંટ્રોલ લઈ લે છે ! કંટ્રોલ લઈ લે છે એટલે કોઈ પૂછે, 'કેમ બેસી રહ્યા છો ?' 'ભઈ, હજુ તો ચા આવ્યા વગર સંડાસેય શી રીતે જઉં ?' કહેશે. એટલે સંડાસ બિચારું એને આધારે બેસી રહે. કેટલા તોફાન બધા ! અને ચા એકલી નહીં, પાછી સિગરેટ હઉ જોઈએ ત્યારે સંડાસ થાય ! લે, કેટલી ફસામણ આ ! તે આપણે આઠ વાગ્યા એટલે પછી આમ જોઈએ, પાછી તપાસ કરીએ. 'અલ્યા, શું છે તે ભાઈ, આમ આ સત્સંગ કરો ને !' 'ચા નથી આવી', કહેશે. મેર ચક્કર, આમાંય નિરાલંબ નથી થતો ? ખાવા-પીવામાંય નિરાલંબ નથી થતો તે શામાં નિરાલંબ તું થઈશ ? હજુ તો ખાવા-પીવામાં અવલંબન ખોળે છે, ચા ખોળે છે ને ફલાણું ખોળે છે. એ તો ગમે તે આટલી ખીચડી નાખીએ એટલે આખી રાત ધ્યાન કરવા દે. ના કરવા દે ? આટલી ખીચડી નાખીને ચંદુભાઈને સુવાડ્યા હોય, તો આખી રાત ધ્યાનમાં રહે કે ના રહે ?

**પ્રશ્નકર્તા :** રહે.

**દાદાશ્રી :** હા, આમને એવું છે કે ચા જોઈએ, ફલાણું જોઈએ ?

તારે કેટલા અવલંબન છે ?

**પ્રશ્નકર્તા :** બધા બહુ છે.

**દાદાશ્રી :** એમ ! તે અવલંબન લીધા એટલે મહીં સ્વતંત્રતા ઉપર તરાપ વાગી. તને પરતંત્ર ગમે છે એવું ? અવલંબન એટલે પરતંત્ર. ચાના પરતંત્ર થયા, સિગરેટના પરતંત્ર થયા. ના પીએ તો ભગવાન યાદ ના રહે પણ એ યાદ રહ્યા કરે. ત્યારે એવા ભગવાન કરતાં આપણે આ ભગવાન સારા બિચારા, સિગરેટના ભગવાન કરતાં !

સિગરેટ છૂટતી નથી હજી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એ પેઠો એટલે પછી નીકળાય જ નહીં. હું નાનપણમાં અડ્યો'તો ને, ભઈબંધના ટચમાં, તે મારે પંચાવન વરસ સુધી ખસ્યું નહીં. એય બ્રૉંકાઈટિસ (શ્વાસનળીનો સોજો) ને બધું થયેલું, ને એ ભાંજગડો થઈ તોય પણ એ કંઈ રજા ના લે. એ કંઈ રજા લે કે ? એ ઘરમાં જ રહેવાના. ઘર મળ્યું મફતનું, રહેવાનું મળ્યું, કોણ છોડે પછી ?

કેટલા રૂપિયાની સિગરેટ થાય સાંજે ?

**પ્રશ્નકર્તા :** પાંચ-સાત રૂપિયાની.

**દાદાશ્રી :** જુઓ હવે, પાંચ-સાત રૂપિયાની. હા, પણ શું થાય ? પીતા હોય એટલે જરૂર તો પડે ને ! અને જો મોઢું સુગંધીદાર બનાવે (!) સાત રૂપિયાની સિગરેટ પીવી ને મોઢું સુગંધીદાર, ના સારું થાય (?) મોઢા ગંધાય. એને પોતાને ન ગંધાય પણ સામાને તો ગંધાય.

## પાન, પડીકી, તમાકુ એ ધીમે ધીમે મારે એવું ઝેર

તારે પરતંત્રપણું છે કે ? ચા ને સિગરેટ ને એ બધુંય ?

**પ્રશ્નકર્તા :** ના. દાદા, હવે તો પેલી પાન ને પડીકીની આસક્તિ બહુ આવી ગઈ છે.

**દાદાશ્રી :** પડીકી શું ?

**પ્રશ્નકર્તા :** એ પાન વગરનો મસાલો. તમાકુ ને ચૂનો ને મહીં

સોપારી ને જાતજાતનું.

**દાદાશ્રી :** એમ ? પાન જુદું ને મસાલો જુદો ?

**પ્રશ્નકર્તા :** હા. એટલે એ પ્લાસ્ટિકના કાગળિયામાં બાંધીને આપે છે, પડીકી. અને પાન જુદું.

**દાદાશ્રી :** લ્યો, આ કેટલા પુણ્યશાળી લોકો (!)

**પ્રશ્નકર્તા :** પણ એ અમુક દુકાનેથી જ લેવાની. અને ના ખાય તો એને ચેન જ ના પડે.

**દાદાશ્રી :** એમ ? હું મારે ઘેર ૧૯૩૬માં પાનની ડબ્બી લઈ આવ્યો'તો ઘેર પાન ખાવા માટે. તે મહિનો-બે મહિના પાન મૂકીને ખાધા. પછી એ ડબ્બી પડી રહી, એમ ને એમ જ પડી રહી છે. તે હીરાબા અજવાળ અજવાળ કરે. આ વગર કામનું, આ શું વેશ ! જેટલું ઘાલ્યું એટલું આપણે પાછું સંભારવું પડે ! ડબ્બીને આપણે સંભારવી પડે. આપણે પાન લેવા જવું પડે. પાનવાળો પાન આપી જતો હોય ને મોઢામાં ખવડાવી જતો હોય તો જાણે કે બરાબર છે ! મૂઆ, પૈસા લઈ જજે પણ ખવડાવી જા. આ તો ત્યાં જઈએ, પણ પાનની દુકાન બંધ હોય આપણે જેને ત્યાં ખાતા હોય તે, એટલે રાહ જોવાની પાછી. અરે મેર મૂઆ, આવું તે ફાવતું હશે ? એટલે પાન-બાન કશુંય ના જોઈએ. આ બધી આસક્તિ નહોતી તે પાછી આ વધારી ! જીવવા હારુ ઝેર પીવે છે ! શેના હારુ ? જીવવા હારુ ઝેર પીવે છે. અને તે ઝેર પાછું પેલું નહીં, હમણે ને હમણે ખલાસ થઈ જાય એવું નહીં, માઈલ્ડ ઝેર ! કેવું ? જીવતું રહેવાય, ધીમે ધીમે મરાય. એ રસ્તો શું ખોટો ?(!)

## ઈન્ટૉક્સિકેશન કરે અનંત અવતારની ખરાબી

ખોરાક-બોરાક કંઈ નડતો નથી. દૂધપાક ખાવ તો કંઈ નડતો નથી, પણ વધુ ખાવ તો નડે છે. બીજું નડે છે શું ? ઈન્ટૉક્સિકેશન. ચા, બીડી, બ્રાન્ડી, ફલાણું, એ બધું ઈન્ટૉક્સિકેશન. ગાંજો, ભાંગ એ બધું આત્માને આવરી નાખે તદ્દન. ચા હઉ આવરી નાખે. પણ ચા એ ધીમું પૉઈઝન (ઝેર) છે. શું છે ?

**પ્રશ્નકર્તા :** સ્લો પૉઈઝન.

**દાદાશ્રી :** બહુ ધીમું. ઘણા વર્ષથી પીધેલી હોય તો થોડું પૉઈઝન થાય. પણ પૉઈઝન તો ખરું જ ને ! ઈન્ટૉક્સિકેશન ત્યાં પૉઈઝન. એનાથી વધે બીડી; બીડી બહુ વધે. મૂળ જણાવા જ ના દે. અને બ્રાન્ડી તો માણસને ખલાસ જ કરી નાખે. અને વળી ગાંજો, ભાંગ તો ઉડાડી જ મેલે. આકાશમાં ઉડાડે, ઊડતો ફરે. ગાંજો, ભાંગ કરતાં બ્રાન્ડી સારી. આ બધો કચરો માલ, એ ન પેસે તો ઉત્તમ ! ખાવા-પીવાની બધી છૂટ. અડવું નહીં આ કશીય વસ્તુને, બીડી-સિગરેટેય ના અડાય. એ પૉઈઝનસ વસ્તુઓ છે બધી. અનંત અવતારની ખરાબી કરી નાખશે.

**પ્રશ્નકર્તા :** અનંત અવતારની ?

**દાદાશ્રી :** હા, એક અવતારની નહીં. એટલે શાસ્ત્રકારોએ કહ્યું કે આ તમાકુ છે, એ બધી ચીજોને અડવા ના દેશો. અને અડ્યા હોય તો તરત વહેલામાં વહેલી તકે છૂટા થઈ જાવ. નહીં તો અનંત અવતાર ખરાબ કરી નાખશે. તે શાસ્ત્રકારોએ પહેલામાં પહેલી મુક્તિ શેનાથી કરાવી ? તો કહે, વ્યસનથી !

## ચા-કૉફીથી થાય ઉત્તેજના અકુદરતી

**પ્રશ્નકર્તા :** ચા-કૉફી જે છે, એ પણ આ માઈન્ડને માટે સારા નહીં એવું કહે છે, બરાબર ?

**દાદાશ્રી :** એ તો ઈન્ટૉક્સિકેટેડ ડ્રિંક્સ છે ને ! આ ચા પીનેય ઉત્તેજના જ કરે છે ને, બીજું શું કરે છે તે ? અત્યારે રસ્તામાં છે તે કહેશે, ‘આજ તો બરોબર ચેન પડતું નથી. જરા ચા-બા પીઈએ...’ એ ઉત્તેજના આવે એમ. ચા ઉત્તેજના લાવે, કૉફી ઉત્તેજના લાવે. અને ઉશ્કેરાટ થયા પછી ટાઢો પડી જાય પાછો.

ચા ને કૉફી એ ઈન્ટૉક્સિકેશન છે. ચા પીઈએ ત્યારે મહીં જોમ છે એને પ્રગટ કરે છે એ. એટલે એ જોમ પછી મહીં ઓછું થાય છે. નવું ઊભું થતું નથી. એની મેળે જોમ આવે એ કુદરતી કહેવાય અને આ તો

મહીં ઊભું કર્યું. દવાઓથી ઊભું કરો તેય બધું એ જ, એના જેવું જ બધું. એટલે આ ઊભું કરેલું.

## આ તો ભવિષ્યનું સુખ આજે ખેંચી લાવીને ભોગવ્યું

એટલે ઈન્ટૉક્સિકેશન કોઈ વસ્તુ હોવી જોઈએ નહીં. એને ટૉક્સિકેશનમાં લાવવા જેવું નથી. એ ઈન્ટૉક્સિકેટેડ કરવા જેવું નથી. ખોતરીને ઊભું કરવા જેવું સુખ નથી. અને જે સુખ છે અંદર, તે દરરોજ કેટલું અપાય, એ એના હિસાબસર જ આવ્યા કરે છે. તે પેલું ખેંચીને લાવો છો ઉપર. તે પછી આગળ બિલકુલ સુખ વગરનો દિવસ આવશે. ઉદીરણા કરો છો એ બધું. ઉદીરણા કરીને આ સુખને ખેંચો છો આગળ. એની મેળે સહેજાસહેજ આવે તે બધો ગોઠવાયેલો ક્રમ છે. આખી જિંદગી સુધી ચાલે. નહીં તો તૂટી જશે પછી પાછો.

વ્યસનો શું કરે છે ? એ સુખ આપે છે તે આ આગળનું બધું જે સુખ છે, એ અત્યારે આપી દે છે. તે આગળ આ બધું ખલાસ થઈ જાય છે. ભવિષ્યમાં ઉદયમાં આવવાનું જે સુખ છે, તે આજે ઉદય લાવી નાખે. એટલે આગળનું ખલાસ કરી નાખે. સુખ તો મહીં છે એ કાયમને માટે ચાલે એવી રીતે રાખવાનું છે.

❖❖❖❖❖

# [૩.૨]
# આલ્કોહૉલિક ડ્રિંક્સ મહાજોખમકારી

## આનંદ આવતો નથી પણ ખોવો છો !

**પ્રશ્નકર્તા :** વ્યસનોમાંથી આનંદ મળે છે, તે કેટલા અંશે સત્ય છે ?

**દાદાશ્રી :** વ્યસનોમાં આનંદ હોય જ નહીં. તને કોણે કહ્યું વ્યસનોમાંથી આનંદ મળે છે ?

**પ્રશ્નકર્તા :** આ દારૂ પીવું, માંસ ખાવું, સિગાર પીવી એ બધા ભૌતિક આનંદ તો આપે છે ને !

**દાદાશ્રી :** આમાં આનંદ હોતો હશે ? આ તો પોતાના આત્મામાં નબળાઈ દાખલ કરીને આ દારૂ પીવો છો. આત્મામાં નબળાઈ દાખલ કરી, આત્મા બેભાન કરો છો ! એને આનંદ કેમ કહેવાય તે ?

**પ્રશ્નકર્તા :** પણ એમાંથી આનંદ આવે છે ને ! એ પીવાથી આનંદ આવે છે.

**દાદાશ્રી :** ઓહોહો... તે તો આનંદ આવતો નથી, ખોવો છો.

**પ્રશ્નકર્તા :** મને ગમે છે એટલે હું પીઉં છું.

**દાદાશ્રી :** એ બધું ગમે છે ને, એ સુખ ક્યાંથી આવે છે તે જાણો છો તમે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એ સુખ તમારામાં જે પડેલું છે અંદર, તેમાંથી ખેંચાઈને ઉપર આવે છે. આ તો પોતાનું જ સુખ, કંઈ દારૂ સુખ આપતો હશે ? અને બેભાનપણું થઈ જાય એ નુકસાન !

## પોતાનો જ ભવિષ્યના આનંદનો ક્વૉટા આજે બહાર લાવે

**પ્રશ્નકર્તા :** દારૂથી જાણે દુઃખો સામે શક્તિ મળતી હોય એવું લાગે છે !

**દાદાશ્રી :** દારૂ, હું તમને કહી દઉં. આ જે ઈન્ટૉક્સિકેટેડ ડ્રિંક્સ છે બધા, એ શું છે ? તમારી જે શક્તિઓ અંદર પડેલી છે, આગળની જિંદગીમાં જરૂરિયાતની શક્તિઓ જે અંદર પડી રહી છે, તેને ઉઠાવીને બહાર લાવે છે આજ. શું કરે છે ? મહીં જે શક્તિ હતી, તે રોજ વાપરવાની હતી, તે એક જ દહાડામાં કાઢી નાખે તો પછી તે દસ દહાડા સુધી ઢીલો કરી નાખે, ખલાસ કરી નાખે. રોજ વાપરવાની શક્તિ હોય ને, તેને વ્યસનમાં એક દહાડામાં કાઢી નાખે. તે દહાડે ઉલ્લાસમાં આવી જાય, પણ પછી યૂઝલેસ થઈ જાય માણસ. દારૂનો નશો એ ઉત્તેજના કહેવાય. પછી ઊતરી જાય અને ડિપ્રેશન આપે.

**પ્રશ્નકર્તા :** હા, દારૂનો અમલ ઊતરી જાય પછી દુઃખના ડુંગરા આવે છે.

**દાદાશ્રી :** હા, તે ઘડીએ સાવ મડદાલ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આ કહે છે ને, કે દારૂ પીઈએ તો બધી શક્તિઓ ખલાસ થઈ જાય છે.

**દાદાશ્રી :** શક્તિ ખલાસ નથી થઈ જતી. આગળ જે ભવિષ્યમાં વાપરવાની શક્તિ છે, તમારી જ્યારે પચાસ વર્ષની ઉંમર થાય, સાંઈઠ વર્ષની ઉંમર થાય તે દહાડે જે જરૂરિયાતની શક્તિ મહીં અંદર કવર પડેલી છે, એ શક્તિને આજ ઉપર લાવીને તમને સપ્લાય કરે છે. એટલે તમને

મોટું એ થઈ જાય છે, કે ઓહોહોહો ! પણ એ શક્તિ તમારી ખલાસ કરી રહ્યા છો ! અને પાછળ તો પછી નાદારી નીકળશે. પાછલી તમારી જિંદગી ખલાસ કરે છે. આ શક્તિ કંઈ દારૂ નથી આપતો, આ આનંદ દારૂ નથી આપતો. તમારો પાછલો આનંદનો જે ક્વૉટા છે એમાંથી જ લાવીને બહાર ફેંકે છે, ઈન્ટૉક્સિકેટ કરે છે. એ બ્રાન્ડી હો કે સિગરેટ હો, તમાકુ કે હશીશ (ગાંજો, ભાંગ), બીજું કંઈ પણ હો.

એટલે વાત તો સમજવી પડશે ને, આ ઈન્ટૉક્સિકેટેડ શું છે ? પોતાનું મહીં જે છે તે બહાર લાવે છે. નવી વસ્તુ કાઢતું નથી એ. એવું તમને લાગે ને ? ડૉક્ટરને સમજાય. તમને સમજાય છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, વાત સાચી છે.

## એ નહોય ચિંતા મટે એનો ઉપાય

**દાદાશ્રી :** કોઈ દહાડો ચિંતા-બિંતા થાય છે તને ?

**પ્રશ્નકર્તા :** ઘણી વખત.

**દાદાશ્રી :** તે ઘડીએ શી દવા ચોપડું છું ?

**પ્રશ્નકર્તા :** ના બોલાય એવું. (બધા હસે છે)

**દાદાશ્રી :** એમ ? દવા બોલાય નહીં, નહીં ? હશે ત્યારે... ગુપ્ત દવાઓ ! સિક્રેટ દવાઓ, એ સાચી દવા નથી.

**પ્રશ્નકર્તા :** મમ્મીય એવું કહે છે, બટ ઈટ વર્ક્સ્ (પણ તે કામ કરે છે).

**દાદાશ્રી :** પણ હેલ્પ કરે છે ?

**પ્રશ્નકર્તા :** ફૉર ધ મૉમેન્ટ, થોડીવાર માટે જ.

**દાદાશ્રી :** પછી એ દવા એની ઈફેક્ટ શું આપતી હશે ?

**પ્રશ્નકર્તા :** એમ કે થોડી વાર માટે બધું ભૂલી જઈએ, પણ પછી પેલું તો હોય જ છે.

**દાદાશ્રી :** પણ એ પ્રત્યાઘાતી ઈફેક્ટ શું આપે પછી ?

**પ્રશ્નકર્તા :** માથું દુખે.

**દાદાશ્રી :** ના પણ આ માથું દુખે એ પ્રત્યાઘાતી ઈફેક્ટ નથી. બેભાન થઈ જઈશ. આ જે થોડુંઘણું ભાન છે તેય જતું રહેશે બળ્યું ! પણ એ શેને માટે આવું બેભાનપણું કરવું પડે ? આ પેલા લોકોને તો ઑપરેશન કરવાનું હોય છે ને, કંઈક આ આંગળી કાપી નાખવાની હોય, તો એને વેદના ના થાય એટલા માટે આ દાક્તરો ચોપડે છે કંઈક દવા. તેથી એ બહેરું કરી નાખે. તું શેના માટે બહેરું કરું છું ? તારે દુઃખ નથી. દુઃખવાળાને બહેરું કરવાનું હોય.

**પ્રશ્નકર્તા :** ચિંતા ઓછી થાય એના માટે.

**દાદાશ્રી :** ચિંતા ઓછી થાય ? ચિંતાનો ઉપાય બીજો કરવો જોઈએ, આવો ઉપાય નહીં કરવો જોઈએ. આ દારૂ એ એનો ઉપાય નથી. શું હેલ્પ કરે છે દારૂ ? આ તો એક જાતની સાઈકૉલોજિકલ ઈફેક્ટ છે. આ લોકો પીને આમ ફરે મસ્તીમાં. એ મસ્તી કામની શું છે ? એ મસ્તી કરતાં વરિઝ (ચિંતા) સારી !

## ભાન ખોવડાવે એ વસ્તુ કેમ અડાય ?

બેભાનપણું થાય ખરું થોડું ?

**પ્રશ્નકર્તા :** હા, થાય.

**દાદાશ્રી :** તો પછી એ કેમ પોસાય ? એક તો બેભાનપણું છે જ આપણું. જ્ઞાન નથી એટલે બેભાનપણું છે જ. અને ઉપરથી બેભાન થઈએ. એ બેભાનપણું કરે છે, એટલે જાગૃતિ ઊલટી ખલાસ કરી નાખે છે. એવું નથી લાગતું, એ બેભાન કરે છે એવું ? આપણી જાગૃતિ થોડી હોય તેય લૂંટી લે છે, નહીં ? એ પીધા પછી ડાહ્યો થાય કે જરાક ? દારૂ વધારે પી જઈએ તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** તો ગોથા ખાય. હા, ભાન જતું રહે બધું.

**દાદાશ્રી :** બેભાન થઈ જાય. અને લોક પૈસાય પડાવી લે ને પોલીસને હવાલે કરે ને જેલમાંય ઘાલી દે. આ કરવા જેવી ચીજ નથી. આત્મા બેભાન થાય એ કામ કરવા જેવું નથી.

**પ્રશ્નકર્તા :** આત્મા થોડો બેભાન થાય ? એ તો જાગ્રત જ હોય ને ?

**દાદાશ્રી :** મૂળ આત્મા તો નિરંતર જાગૃત જ છે પણ આ વ્યવહાર આત્મા છે ને, એને છે તે ડલનેસ (મંદતા) ના આવવી જોઈએ. એવા કારણો ન હોવા જોઈએ.

બેભાનપણું કરે ને, એ વસ્તુ માણસે અડવી નહીં જોઈએ. પોતાનું ભાન જતું રહે, એવી વસ્તુ નહીં કરવી જોઈએ. કારણ કે આમ તો મનુષ્ય બેભાન જ છે. આમ તો મોહવાળો છે, બેભાનપણું જ છે, 'હું આ બાઈનો ધણી થઉં', મોટો ધણી આવ્યો ! ભાન નથી તેથી એવું બોલે છે ને મૂઓ ! મોટા ધણી આવ્યા ! કેટલા દહાડા ધણી ? પેલીએ ડાયવોર્સ નથી લીધો ત્યાં સુધી. શરમ નથી આવતી ધણી કહેતા આમ ?

આમ ભાન નથી બિલકુલેય, અને પાછું ઉપરથી બેભાનની દવા પીવે ! મૂળ તો ભાન તો છે જ નહીં, મૂળ ભાન ઓછું છે. શાથી ભાન ઓછું છે ? આપણે જે આ ખોરાક ખાઈએ છીએ ને, એનો કલાક-દોઢ કલાક પછી બ્રાન્ડી જ થઈ જાય છે. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે, રાઈટ.

**દાદાશ્રી :** અને પછી ઘેન ચઢે છે. પછી આપણે ભૂલી જઈએ વાત બધી. પછી તે ઘડીએ એસે (નિબંધ) લખવાનો હોય ને તો ના લખાય. પછી ઊતર્યા પછી એસે લખાય. એટલે આ બધી બ્રાન્ડી જ છે ને, વળી પાછું પેલું બ્રાન્ડુ મહીં ઘાલ્યું ! અને આ તો આવરણ લાવનારી વસ્તુઓ છે. આપણો ખોરાક એય તે આવરણ લાવનારી વસ્તુ, પણ એનો છૂટકો નથી. પણ જે છૂટકો હોય તેને શા માટે લેવું ?

## દારૂનું આવરણ ખસે નહીં ને ખોવડાવે ડેવલપમેન્ટ

એ ડૉક્ટર પાસે પેલું કંઈ સોડાવડાવે છે, સોડાવે (સૂંઘાડે) છે ને પેલું ?

**પ્રશ્નકર્તા :** ક્લૉરોફૉર્મ, ક્લૉરોફૉર્મ.

**દાદાશ્રી :** બેભાન કરે છે એ, એ ના કરશો, એના કરતાં મરવું સારું. એક ફેરો એમ ને એમ એનાથી બેભાન થયેલું હોય ને, એ અસર જાય નહીં આત્મા ઉપરથી. તો પછી આ દારૂની અસરો શી રીતે જાય બિચારાની ?

**પ્રશ્નકર્તા :** દારૂની અસર આત્મા પરથી ન જાય ?

**દાદાશ્રી :** શી રીતે જાય તે ? છતાં ટેવ પડી હોય તો હું રસ્તો કાઢી આપું, પણ શું કરું તે ? પણ દારૂ એટલે તો મગજમાં પછી અસર થઈ જાય, મગજ ફેરફાર થાય. એટલે પછી આત્માની ઉપર ભ્રાંતિના આંટા ચઢી જાય.

**પ્રશ્નકર્તા :** આ પીવાથી મગજને નુકસાન કઈ રીતે થાય છે ?

**દાદાશ્રી :** એ ભાન ભૂલાવે છે ને, તે વખતે મહીં જાગૃતિ ઉપર આવરણ આવી જાય છે. અને પછી કાયમને માટે એ આવરણ ખસતું નથી. આપણા મનમાં એમ લાગે કે ખસી ગયું, પણ નથી ખસતું એ. એમ કરતું કરતું આવરણ આવતું આવતું આવતું બધું પછી માણસ જડ જેવો થઈ જાય. પછી એને સારા વિચાર-બિચાર કશું આવે નહીં. દારૂના વ્યસનથી ડેવલપમેન્ટ કાચું પડી સમજશક્તિ ઘટી જાય છે. તેનાથી મહીં આવરણ ઊભા થાય છે. બ્રાન્ડી પીધા પછી આવરણ સહિત થઈ જાય ને, પછી ખલાસ થઈ જાય. નવા આવરણ ચઢે એની ઉપર, બહુ આવરણ થાય બધા. અધોગતિમાં લઈ જાય એ બધા. એટલે જે ડેવલપ થયેલા છે તે આ દારૂમાંથી બહાર નીકળી ગયા પછી એનું બ્રેઈન બહુ સારું ડેવલપ થયેલું હોય. એણે ફરી પાછું બગાડવું ના જોઈએ.

## મનુષ્યમાં બેભાન થાય એટલે જાનવરનો અવતાર આવે

હવે શાથી લોક પીતા હશે ? ત્યારે કહે, દેખાદેખીથી પીવે. અને બીજું પેલું કોઈક બહારનું દુઃખ હોય ને, તે દુઃખ અડે નહીં એટલા હારુ બેભાનપણું કરી નાખે. હવે બેભાનપણું આ થાય, મનુષ્યમાં બેભાન થાય એટલે મનુષ્યથી આગળ અવતાર ના મળે, અધોગતિમાં જાય. એટલે જાનવરમાં જાય પછી. બેભાનપણું જાનવરમાં હોય ને, વધારે ? એટલે મનુષ્યમાં તો ભાન જેમ જેમ વધતું જાય તેમ તેમ ઊર્ધ્વગતિ થાય.

**પ્રશ્નકર્તા :** અત્યારના જે અમને ભૌતિક સુખ, ભૌતિક આનંદ મળે છે એ છોડવાનો અને આવતા ભવના માટે કરવાનું, તો અત્યારે આ છોડીને એવું કરવાની શી જરૂર ? અત્યારે મેળવી લો આનંદ !

**દાદાશ્રી :** અત્યારે આનંદ મેળવો છો ને, તેથી પાશવતા આવશે. સજ્જનતા ચાલી જશે ને પાશવ દશા આવશે.

**પ્રશ્નકર્તા :** ક્યારે ? આ જનમમાં ?

**દાદાશ્રી :** આ જનમમાં નહીં, આવતા જનમમાં. આ જન્મમાં પાશવી વિચારો ઉત્પન્ન થશે, તમારા વિચારો બધા પાશવી થઈ જશે.

**પ્રશ્નકર્તા :** નવ્વાણું ટકા લોકો તો એવું માને છે, કે આવતા જન્મમાં શું થવાનું, એ કોને ખબર છે ? આ જન્મમાં જ મજા કરી લો ને, કહે.

**દાદાશ્રી :** તેથી જ આ દુનિયા આવી ચાલ્યા કરે છે ને, નિરાંતે. એની જવાબદારીનું ભાન નહીં હોવાથી જ આવું ચાલ્યા કરે છે ને !

દારૂ ને માંસાહારથી આ જે દેવું થાય છે, દારૂ ને માંસાહારમાં જે સુખ ભોગવે છે, એ સુખ રિપે (પરત) કરતી વખતે જાનવરમાં જવું પડે છે. આ દરેક સુખ જેટલા છે ને, જેટલા સુખ તમે લો છો એ રિપે કરવા પડશે એવું જવાબદારી આપણે સમજવી જોઈએ. જેટલા સુખ લો છો એટલા રિપે કરવા પડશે. આ પોલું નથી જગત. આ રિપેવાળું જગત

છે. ફક્ત આંતરિક સુખનું જ રિપે કરવું નથી પડતું. બીજા બધા બહારના સુખો એ બધા રિપે કરવાના છે. જેટલી આપણે રકમ જમે લેવી હોય એટલી લેવી અને પછી એટલી પાછી આપવી પડશે.

## આ ભવમાં પણ જાગૃતિ ઘટતા, થાય જડ જેવો

**પ્રશ્નકર્તા :** આવતા જનમમાં જનાવર થઈને રિપે કરવું પડશે એ બરાબર, પણ આ ભવમાં શું થશે એનું ? આ ભવના શું પરિણામો ?

**દાદાશ્રી :** આ ભવમાં છે તે એને પોતાને આવરણ આવી જાય એટલે જડ જેવો, જાનવર જેવો જ થઈ ગયેલો હોય. માણસ જાનવર જેવો થઈ જાય પછી. જાનવરમાં ને એમાં ફેર જ નહીં. કારણ કે એની જાગૃતિ બધી ખલાસ થઈ જાય છે. જેમ જાગૃતિ વધે તેમ માણસ ઉત્તમ થાય. માણસે જાગૃતિ વધારવાની છે તેને બદલે જાગૃતિ ખલાસ થઈ જશે. એટલે પછી જાનવર થઈ જવાનું. જાનવર થવાનું સાધન છે એ.

દારૂ તો માણસને જાનવર બનાવે. લોકો, આ માણસો 'માણસ' કહે, પણ ભગવાન આવે તો 'માણસ' ના કહે તમને. આ માણસનો ફોટો પડે ફક્ત. લોકોમાં પ્રેસ્ટિજ (આબરૂ) ના રહે, લોકોમાં માન ના રહે, કશું જ ના રહે. નહીં તોય પોલીસવાળો પકડી જાય તે ઘડીએ આબરૂ વધી જાય છે ને ?

## જાગૃતિમાંથી નિદ્રામાં જવાનો ઊંધો રસ્તો

બેભાનપણું પોસાય કેવી રીતે ? માણસ બેભાન થાય એટલે શું કામનું ? આમ છે તે શાસ્ત્રકારો આ લોકોને શું કહે, કે ઉઘાડી આંખે ઊંઘે છે આખું જગત ! શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** ઉઘાડી આંખે ઊંઘે છે.

**દાદાશ્રી :** ઉઘાડી આંખે ઊંઘે છે. ત્યારે કહે, એનું શું કારણ ? શાથી ઊંઘે છે ? ત્યારે કહે, ઘર અને ધંધો બે જ જગ્યાએ જાગૃતિ છે એની. બીજે ક્યાંય જાગૃતિ નથી એની. ધંધામાં, ઘરમાં બહુ જાગૃતિ રાખે

છે, પણ પરલોકમાં મારું શું થશે એની જાગૃતિ નથી હોતી. એટલે આમ ઊંઘે છે, વળી પાછો દારૂ પીવે ત્યારે વધારે ઊંઘે એ. આ પીધો એટલે બીજી વાર ઊંઘ્યો પાછો, ડબલિંગ (બમણું) કર્યું. આ રોગ તો જતો નથી, ત્યારહોરો બીજો રોગ ઊભો કર્યો. જે આપણું ભાન ખોવડાવી નાખે, એ વસ્તુને કેમ અડાય ? અડાય જ નહીં ને ! માટે જાગૃતિ વધારવાની જરૂર છે. તેય આપણા ઈન્ડિયનોને માટે છે આ વાત. આપણે જાગૃતિની બહુ જરૂર છે, ને જાગૃતિ રાખવા માટે દારૂ એકલાને બંધ રાખવાની જરૂર છે.

નિદ્રામાંથી જાગૃત થવાનો રસ્તો જગતમાં કોઈની પાસે છે નહીં. જાગૃતિમાંથી નિદ્રામાં આવવાનો રસ્તો છે. દારૂ પીએ એટલે નિદ્રામાં આવી જાય. એ ઘેન ચડે તરત. એ ઘેન એટલે આત્માને જે જાગૃતિ છે તે બધી મંદ કરી નાખે, નહીં ?

**પ્રશ્નકર્તા :** એ આત્માને ગેરહાજર કરે છે.

**દાદાશ્રી :** હા, એનું જાણપણું ખોવડાવી નખાવે છે.

## માંદગીમાં બેભાન થાય તો ?

**પ્રશ્નકર્તા :** તો પછી દાદા, માંદગીમાં બેભાન થઈ જાય એ શું ? કોઈક બેભાન થઈ જાય છે માંદગીમાં, તો પછી આત્માનું...

**દાદાશ્રી :** તેનો કોઈ સવાલ નથી. એ કંઈ એને ટેવ નથી. એ તો આપણે આમ જોતા હોય અને વચ્ચે છે તે મોટી મોટી બૅરેકો* આવી ગઈ વીસ-વીસ ફૂટ ઊંચી, તો સામું કશુંય ના દેખાય એક કલાક સુધી. માટે એ તો જતી રહેશે, એટલે પાછું દેખવામાં આવશે. પણ દારૂ એ તો ઊભું કરેલું જુદું છે. એ તો આ શરીર પછી માગ્યા કરે, એટલે પછી ચાલ્યા કરે. એ તો તોફાન વધતા જ જાય ને !

## સોમરસ એ વિટામિન, નહોય દારૂ

**પ્રશ્નકર્તા :** પહેલાના વખતમાં સોમરસનું પાન બ્રાહ્મણો કરતા'તા, એ દારૂ જેવું જ ને ?

*બૅરક - ફૌજીઓને રહેવાની ઈમારત

**દાદાશ્રી :** એવું છે ને, સોમરસ એ કંઈ આ દારૂ નથી. એ જુદી જાતનું હતું, ગંધાય નહીં એવું હતું.

**પ્રશ્નકર્તા :** સોમરસ એ દારૂ નહોય એમ ?

**દાદાશ્રી :** ના, દારૂ નહોય પણ એ તો બીજી વસ્તુ છે. તે અત્યારે દારૂના રૂપમાં લોકો લઈ ગયા છે. બાકી ખરેખર સોમરસ આ દારૂ નથી.

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રમાં સોમરસના બહુ વખાણ કરેલા છે.

**દાદાશ્રી :** હા. અને દારૂ હોય તો આમાં લખાયેય નહીં શાસ્ત્રમાં. એ બીજી કોઈ વસ્તુ હશે. અત્યારે એ સોમરસ મળતો નથી. આ લોકોને ભાગ તો દારૂ જ આવ્યો. અને સોમરસ જે કહે છે એ બીજી વસ્તુ છે, અને આ લોકોએ આને અવળે રસ્તે ચઢાવ્યું છે. એ સોમરસ એ જુદી વસ્તુ છે. એક જાતનું વિટામિન હતું સોમરસ તો. પણ આ દારૂ તો વિટામિન નથી.

**પ્રશ્નકર્તા :** સોમરસ વિટામિન ? વિટામિન્સ હતા એમાં ?

**દાદાશ્રી :** હં. શોધખોળ હતી એ ઋષિમુનિઓની !

## દવાઓમાં આલ્કોહૉલ આવે તો ત્યાં શું કરવું ?

**પ્રશ્નકર્તા :** દાદા, આપણે ત્યાં દારૂ પીવો હિન્દુસ્તાનમાં, તે તો હિન્દુસ્તાનના લોકોની દૃષ્ટિથી ખરાબ છે ને ? આ પરદેશમાં એને શિષ્ટાચાર માને છે.

**દાદાશ્રી :** પરદેશમાં તો એનું કારણ છે. શિષ્ટાચાર નથી, એ દવા છે. ત્યાં ઠંડી હવા ને બધું વાતાવરણ ઠંડું ને, એટલે એક દવા તરીકે. આપણે અહીં જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** પણ તે દાદા, દરેક જણ દારૂ તો પીવે જ છે. દવાઓમાં દારૂ પીવે જ છે. દવાઓમાં આલ્કોહૉલ આવે જ છે.

**દાદાશ્રી :** આલ્કોહૉલ આવે છે, તેનો વાંધો નથી. પણ આ જે

સીધો દારૂ પીવે છે ને, એનાથી એક તો પરમાણુ મૂળ એવા છે જ અને પાછા બીજા પરમાણુ એવા ઊભા થાય છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, દવામાં પણ આલ્કોહૉલ હોય છે ને, તો એ નહીં લેવાની ?

**દાદાશ્રી :** દવા પીવાની, દવા પીજો. દવામાં આવે તેનો વાંધો નથી. આ તો જાણીજોઈને ઈરાદાપૂર્વક, વગર દવાએ, મોજશોખને માટે પીએ છે. દવામાં પીજો.

**પ્રશ્નકર્તા :** તો દવાના હિસાબે બ્રાન્ડી લેવાય ?

**દાદાશ્રી :** એ દવા પીઓ. દવામાં પીઓ તો દવાનો વાંધો નથી. દારૂ છે એવું માનીને ન પીઓ. એ દવામાં દારૂ છે એનો વાંધો નથી. તમે એને કહો છો દવા ને, છેવટે ?

**પ્રશ્નકર્તા :** હા, હા, દવા.

**દાદાશ્રી :** તો દારૂ નથી કહેતા ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો વાંધો નથી.

## કો'ક વખત કરતા કરતા પછી હેબિટ પડી જાય

તેં તો ઠોકર ખાધેલી નથી ને એકુંય કે ખઈ ગયો છું ? મને કહે ને મોઢે, વાંધો નહીં. પણ તે ઠોકર ખાઈને પણ નીકળી જવું.

**પ્રશ્નકર્તા :** વરસમાં ત્રણ-ચાર વાર જ.

**દાદાશ્રી :** ના, પણ એટલું ત્રણ-ચાર વાર લેવું તેના કરતાં આખું વરસ દહાડો લેવું સારું (!)

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ના, એની જોડે કાયમને માટે બૉયકૉટ (બહિષ્કાર) થાય પછી. આ ત્રણ-ચાર વાર, એ તો બધું એનું રિસૅપ્શન (સ્વાગત) કરવું

પડે આપણે. ત્રણ વખત આવે તો એનું રિસૅપ્શન ના કરવું પડે ? આવો, પધારો !

**પ્રશ્નકર્તા :** રોજ આવતા હોય તો રિસૅપ્શનેય નહીં.

**દાદાશ્રી :** નહીં, નહીં, કંટાળો આવે પછી. એટલે આવું તેવું ના ચાલે. બ્રાન્ડી પીઉં છું, કો'ક વખત ?

**પ્રશ્નકર્તા :** કો'ક વખત.

**દાદાશ્રી :** હં. તમારે કો'ક વખત ? રોજ નહીં ?

**પ્રશ્નકર્તા :** નહીં, રોજ નહીં.

**દાદાશ્રી :** એટલે મારું એમ કહેવાનું કે કો'ક વખત કરતા કરતા એ પછી કોઈ વખત હેબિટ પડી જાય ને, તો પછી માણસ ખલાસ થઈ જાય.

## એ ક્યારે અન્‌લિમિટ થાય એ કહેવાય જ નહીં

**પ્રશ્નકર્તા :** માપસર પીવે તો એમાં શું ખોટું છે ?

**દાદાશ્રી :** પણ એમાં ફાયદો શું છે તે માપસર પીવામાં ?

**પ્રશ્નકર્તા :** નહીં, તો ખોટ પણ એમાં શું છે ? માપનું તમે પીવો તો ગેરલાભ પણ શું છે ?

**દાદાશ્રી :** માપસર કાયમને માટે રહી શકતો નથી માણસ. ક્યાં સુધી સારો રહી શકે છે ? જ્યાં સુધી લાઈફ રેગ્યુલર ચાલે છે ને, ત્યાં સુધી માપસર રહે છે ને ઈરેગ્યુલર થવા માંડશે કે વધારે પીવા માંડે છે. પછી માણસ આઉટ ઑફ કંટ્રોલ થાય છે, મેં બધા જોયા આ બધાને. એ ક્યારે અન્‌લિમિટ થાય એ કહેવાય જ નહીં, દારૂ ને એ બધું. અને સિગરેટેય ક્યારે અન્‌લિમિટ થાય એ કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** અને ચા ?

**દાદાશ્રી :** ચાયે એવી છે, પણ ચા એકલી કંટ્રોલમાં રાખી શકાય

એવી વસ્તુ છે. બાકી સિગરેટનો કંટ્રોલ રહે નહીં. એ તમે રોજ ચાર સિગરેટ પીવો તો કો'ક દહાડો છ પી જાવ, કોઈ દહાડો આઠ પી જાવ, બારેય પી જાવ.

**પ્રશ્નકર્તા :** પણ આ પીવાનું એ બધું કાબૂમાં રાખી શકે એવી શક્તિ ભગવાને આપી છે ને ?

**દાદાશ્રી :** કાબૂમાં ક્યાં સુધી રાખી શકે ? જ્યાં સુધી લાઈફ રેગ્યુલર છે ત્યાં સુધી. અને કુદરતને ઘેર ક્યારે ઈરેગ્યુલર થશે એ કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** હા જી.

**દાદાશ્રી :** ધંધા અવળા-સવળા થઈ જાય, ખોટો આવવા માંડે એટલે ત્યારે તે ઘડીએ પેલું વધારે પીવા માંડે, પછી બગડી જાય એ. માણસ પોતે શું કંટ્રોલ કરી શકે ? આમનું ગજુંય શું બિચારાનું ? આ તો રેગ્યુલર પીનારા માણસો મેં જોયેલા. તે જ્યારે એમનું બગડે ને, જ્યારે કંઈક ઊંધું થાય છે, તે સંજોગો બધા બદલાય છે ને, તો વધારે પીવા માંડે છે, ચિંતાઓ બંધ કરવા માટે. કંટ્રોલમાં રહે એવી ચીજ નથી એ. જ્યારે ત્યારે પાછો ઊંધે રસ્તે ચાલ્યો જાય એ. એક દહાડો ચિંતા-વરિઝ વધી ગઈ હોય તો વધારે ઠોકે. પછી કાયમ માટે રખડી મરે છે. એટલે એને અડવા જેવું જ નથી. તમે પીતા હોય તેનો મને વાંધો નથી. પણ હું શું કહું છું, અડવા જેવું નથી.

## જ્ઞાનીની કરુણાસભર વિનંતી, 'ન પેસવા દેજો દારૂને'

દારૂ તો પીવાય જ નહીં આપણે, એ લેબરર (મજૂર) લોકોને કામનું. બીજા લોકોને પોસાય એ કરે. આપણાથી ના અડાય. આ દારૂ પીવાથી આપણે જ ફસાઈ જઈએ પછી. એવું બને ખરું, ફસાઈ જઈએ એવું ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** તો પછી એવા ધંધામાં કોણ પેસે તે ? એ ફસામણની

ચીજમાં કોણ પેસે તે ? અને એ દારૂના પંજામાં ફસાયા પછી તમે નીકળી શકશો નહીં. જેટલા ફસાયા છે એ બધા મને મળેલા, એ નીકળી શકતા નથી અને બહુ જ લાચારી કરે તોય પણ દહાડો વળતો નથી. ફસાયા પછી છૂટાશે નહીં. અને મેં જોયું છે, લોકો બહુ દુઃખી થયા છે પછી પાછળ. પછી છૂટાતું નથી તે બહુ દુઃખી થાય છે બિચારા. એટલે અમે તો તમને લાલ વાવટો ધરીએ. હજુય જ્યાં સુધી ટેવ ન પડી ગઈ હોય ત્યાં સુધી તેનાથી મુક્તિ મેળવી લેજો. અને ટેવાઈ ગયો એટલે એને પરવશ થઈ ગયો.

એટલે આ બ્રાન્ડીની ટેવો ને એ બધું ના પેસવા દેજો. હું તો તમને વિનંતી કરીને કહું છું કે ભઈ, આ ના પેસવા દેશો, નહીં તો પછી ફસાયા પછી તમે નીકળી શકશો નહીં. એટલે અમારી આજ્ઞા ના પાળો તો અમારી આટલી વિનંતીય સ્વીકારજો. વિનંતી સ્વીકારવામાં વાંધો ખરો ચંદુભાઈ ? વિનંતી મંજૂર કરશો ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

## મુસલમાનેય દારૂના વિરોધી

**દાદાશ્રી :** 'અઠવાડિયામાં બે જ વખત', કહેશે. અરે મેલ ને મૂઆ, એક સેકન્ડેય એને ના અડાય. મુસલમાનોય છે તે એને સમજ્યા છે, તો આપણે ઈન્ડિયનો આવી આર્ય પ્રજા, ના સમજીએ ?

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે સમજ્યા, દાદા ? એ મુસલમાનો કેવી રીતે સમજ્યા એ વસ્તુ ?

**દાદાશ્રી :** એમના પેલા ઓલિયાઓ ને એમણે શોધખોળ કરેલી આ. એ માણસ ત્યાર પછી ગાંડો થાય છે. એવું ભાન રહેતું નથી, એવું સમજી જાય એ.

મુસલમાન એટલા બધા દારૂના વિરોધી છે કે ખરો મુસલમાન અહીં એક દારૂનું ટીપું પડ્યું હોય તો આટલી ચામડી બાળી નાખે. કંઈક હશે ત્યારે ને ? તમને કેમ લાગે છે ? ઠીક લાગે એ કરવાનું તમારે. હું

કંઈ આ દબાણ નથી કરતો, તમને ફરજિયાત નથી કહેતો. શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** હા, હા, બરાબર છે. વાત સાચી છે.

**દાદાશ્રી :** હું તમને બીજી બધી 'ના' કહેવા નથી આવ્યો. તમારે આટલા બધા પીણાં છે, પીજો ને બધું. અને ખોરાકમાં આટલી બધી જોઈએ એટલી ચીજો મળે છે. એ ખાજો ને, હું ક્યાં ના કહું છું ?

## ન શોભે દારૂ આર્યપ્રજાને, બનાવે અનાડી

કેટલીક જગ્યાએ તો મા-બાપે પીવા માંડ્યું છે અહીં અમેરિકામાં. અને પછી કહે છે, છોકરાં ના પીવે તો સારું. તો અલ્યા, પણ તું પીઉં છું શું કરવા ? અને પછી આપણે પીઈએ એટલે છોકરાંઓ તો કોઈ દહાડો અડે જ નહીં ને (?) છોકરાંને કહેવાનું, 'જુઓ, આ તમે કરશો નહીં હોં, હું કરું છું એ. હું તો ફસાયો છું, પણ તમે આવું કરશો નહીં.'

**પ્રશ્નકર્તા :** પણ દાદા, છોકરાંઓ જુએ એટલે છોકરાં એક દહાડો પછી પીએ જ ને ?

**દાદાશ્રી :** એ જુએ એટલે જાણે કે આ આમાં કંઈક સ્વાદ છે તે ઊલટું મને ના પાડે છે ને એ બાપુજી એકલા કર્યા કરે છે ! તે પછી શોધખોળ કરે એ. માટે ના શોભે આપણે તો. આ અનાડીનું પીણું આપણને ના શોભે. નહીં તો તમે તમારું તો બગાડશો પણ છોકરાંઓનું હઉ બગાડશો બધું. માટે ના હોવું જોઈએ આપણે તો. આપણે ઈન્ડિયન બ્લડ, આર્યપ્રજા. અનાડીપણું તો ના જ આવવું જોઈએ ને ! આપણે આર્યપ્રજા છીએ ને આર્યપ્રજાને આ વસ્તુ શોભતી નથી. આપણે આર્યપ્રજા ખરા કે નહીં ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ ખાલી આર્યપ્રજાને જ કેમ શોભતું નથી, કેમ અહીંની પ્રજાને શોભે છે ?

**દાદાશ્રી :** એ અનાર્ય છે. અને આપણે તો અનાડી થઈ જાય ત્યારે રહ્યું શું આ આર્યતામાં ? અત્યારે જો કે અનાડી જેવું થઈ ગયું

છે. પણ મૂળ આર્ય છીએ, તો આપણે આર્ય સુધરી શકીએ એમ છીએ. એક વાસણ છે તે કાટ ચઢી ગયો ને એ બધું કાળું પડી ગયું તાંબું, પણ જો અજવાળે તો પાછું તાંબું કેવું સરસ દેખાય, નહીં ? એટલે આપણે મૂળ આપણી ક્વૉલિટી બહુ સારી ! પણ આ તો એવું છે ને, પછી ગમે ત્યાં આગળ ફરીએ એટલે પછી સંસ્કાર બધા બગડી જાય. પછી દારૂ પીતા થઈ જાય, બીજું કરતા થઈ જાય. એ ના શોભે આપણને. કયા કુળના ! કેવી આ ખાનદાની ! કેવી ક્વૉલિટી ! બધું ખાવ ને ! બધી ઘણી ચીજો ખાવાની છે, ઓછી ચીજો છે ? એના સબ્સ્ટિટ્યૂટમાં (અવેજીમાં) તો બધું પાર વગરનું સબ્સ્ટિટ્યૂટ છે. પેલું તો યૂઝલેસ, એ ખાલી મગજમારી છે. આ તો શોભે નહીં આ આપણને. આપણને પોતાનેય કોઈ ફાયદો નથી.

## જે પુનર્જન્મમાં માને છે, તેને માટે વાંધો છે

આ ફૉરેનવાળા દારૂ પીએ, માંસ ખાય ગમે તે કરે એમના માટે વાંધો નથી, ઈન્ડિયનોને માટે વાંધો છે. જે પુનર્જન્મને સમજે છે, તેને જવાબદારી છે. પુનર્જન્મને સમજતા નથી, એને જવાબદારી જ ક્યાં છે ? આ નાના, કિન્ડરગાર્ટનના બાળકો કપ ફોડી નાખે તો એની જવાબદારી નથી, પણ સમજણવાળો ફોડી નાખે તો એની જવાબદારી છે. એટલે આ તો બાળકો જ છે, આમના માટે બધી છૂટ છે, ઈન્ડિયન્સ માટે છૂટ નથી. કારણ કે આપણે પુનર્જન્મને માનીએ છીએ, કે આ કર્મ કર્યું તેની જોખમદારી મારી છે, એવું માનીએ છીએ આપણે. નથી માનતા ?

**પ્રશ્નકર્તા :** લગભગ બધા, ઘણાંખરાં માને.

**દાદાશ્રી :** એટલે એ જે કરે ને, એની જોડે આપણાથી એવું ના કરાય. તમે તો હોલ એન્ડ સોલ રિસ્પૉન્સિબલ (સંપૂર્ણ જવાબદાર) છો અને એ રિસ્પૉન્સિબલ બિલકુલેય નથી. તમે તો બિલકુલ રિસ્પૉન્સિબલ છો. અને તમારી જાગૃતિ ખૂબ વધેલી છે. એમને તો જાગૃતિ જ નથી બિચારાને આ અંદરની બાબતની. બહારની બાબતની બધી જાગૃતિ સુંદર છે, બાહ્ય જાગૃતિ. આંતરિક જાગૃતિ નથી.

## જ્ઞાનીને પણ અજ્ઞાની કરી નાખે

દારૂ, માંસમાટીને ક્યારે પણ ન અડશો. એનું સાયન્ટિફિક રીતે જોતા નુકસાન ઘણું જ ભયંકર છે. અડાય નહીં એને.

**પ્રશ્નકર્તા :** આ સાયન્ટિફિક છે કે ખાલી આમ અમને...

**દાદાશ્રી :** સાયન્ટિફિક એ, આ એવું ખાલી ગપ્પું ના હોય. એક શબ્દેય અમે ગપ્પું ના બોલીએ. બધી જ સાયન્ટિફિક વાત બોલીએ. બહુ જ સાયન્ટિફિક છે. વેરી ઈન્જુઅરિઅસ (ખૂબ જ હાનિકારક) !

**પ્રશ્નકર્તા :** કઈ રીતે એ સાયન્ટિફિક ?

**દાદાશ્રી :** પાછી એની રીત ખોળો છો ? આમ તો ચાર પગ આવવાની તૈયારીઓ થઈ રહી હોય અને પાછી રીત ખોળો છો ?

**પ્રશ્નકર્તા :** આ સમજાવો તો જરા વધારે ખ્યાલ આવે.

**દાદાશ્રી :** કેટલુંક સમજાવે તે ? અસાર છે. એક તો નર્યા કેટલા જીવ મરી જાય છે એનાથી, બીજું, પોતાનું બેભાનપણું થાય.

દારૂ તો હાલતાં-ચાલતાં ત્રસ જીવોનો ભારોભાર રસ છે ! નર્યો જીવોનો જ રસ છે ! દારૂના એક પરમાણુમાં એટલી બધી જીવાત છે કે જ્ઞાનીનેય એ અજ્ઞાની કરી નાખે. એમાં ભયંકર જીવાત હોય છે. તે ધર્મને ધૂળધાણી કરી નાખે.

વાઈનમાં કેટલા જીવ મરે છે ત્યારે વાઈન તૈયાર થાય, એ જાણો છો ? દારૂ-વાઈન બનાવતી વખતે બહુ જીવજંતુઓ મરી જાય છે. બનાવતી વખતે ફર્મેન્ટેશનમાં જે જીવો ઉત્પન્ન થયા હોય ને, બહુ મરી જાય એ.

**પ્રશ્નકર્તા :** તો દહીં બનાવવામાંય જીવજંતુઓ હોય.

**દાદાશ્રી :** હા, દહીં બનાવવામાંય એવું બધું છે. નરી જીવાત જ ઊભી થવાની.

**પ્રશ્નકર્તા :** તો એ આપણે દહીં ખઈ શકીએ ને વાઈન કેમ ના પી શકીએ ?

**દાદાશ્રી :** પણ આ એ દહીં છે તે આપણને ઈન્ટૉક્સિકેશન નથી કરતું અને પેલું તો પછી આપણે કાયમ એના બંધનમાં આવી જવું પડે. બાકી એ દહીંમાંય નરી જીવાત જ છે બધી. બધું જીવો જ છે આ બધું જગત. પણ પેલું તો ઈન્ટૉક્સિકેશન કરે છે માણસને. એ ભાન ભૂલાવવા ફરે. સારાસારનો વિવેક ખોઈ નાખે.

## અધ્યાત્મ માર્ગે જનારાને આવા લફરાં ના હોય

**પ્રશ્નકર્તા :** અત્યારે દારૂ એટલો બધો વપરાય છે, એટલે પાપની થીયરીમાંથી નીકળી જતો લાગે છે. તો એ લાઈન ક્યાં ડ્રૉ કરવી (દોરવી) આપણે, કે આ પાપ છે ને આ પુણ્ય છે ?

**દાદાશ્રી :** એવું છે ને, દારૂ જો તમને નુકસાન કશું કરતો ના હોય, તમારા બ્રેઈન ઉપર અસર ન કરતો હોય, શરીરને બીજું નુકસાન ન કરતો હોય તો દારૂ પીવાથી કેટલું પાપ છે એમાં ? ત્યારે કહે, એમાં થોડીક જીવહિંસા થાય છે એટલું જ છે. બહુ લાંબું પાપ નથી. પણ એ તમને અસર કરે છે માટે બંધ કરાવડાવ્યું છે. તમને ગાંડા બનાવે છે, એટલા માટે બંધ કરવા જેવું છે.

**પ્રશ્નકર્તા :** દરેકથી નુકસાન તો છે જ પણ વધતું-ઓછું છે.

**દાદાશ્રી :** દરેકમાં નુકસાનેય હોય ને પાછો નફોય હોય. હંમેશાં એકલું નુકસાન હોય નહીં દરેક વસ્તુમાં. પણ આમાં તો આધ્યાત્મિક નુકસાન છે, માટે આપણે ના કહીએ છીએ. ભૌતિકમાં તો ફાયદો થતો હોય તોય આપણે જરૂર નથી, અધ્યાત્મને રસ્તે આપણે ચાલવું જોઈએ. આપણે ઈન્ડિયન્સ છીએ, એટલે આપણો અધ્યાત્મ માર્ગ હોવો જોઈએ અને શાંતિમય માર્ગ હોવો જોઈએ. અશાંતિ આપણે સહન કરી શકીએ નહીં. અને આ અધ્યાત્મ માર્ગે જનારાને આવા લફરાં હોય જ નહીં.

એક આ માંસાહાર ને દારૂ બે બંધ હોય ને, તો બહુ થઈ ગયું. એ ભગવાનના કાયદાની બહારની વસ્તુ છે.

## દારૂ તો નહીં જ પણ વાઈનેય ન પીવાય

**પ્રશ્નકર્તા :** આપણે દારૂ ના પીઈએ પણ આ વાઈન પીઈએ તો ના ચાલે ?

**દાદાશ્રી :** કશુંય ના ચાલે.

**પ્રશ્નકર્તા :** તો વાઈનમાં શું નુકસાન ? એ તો આપણા દ્રાક્ષાસવ જેવું હોય.

**દાદાશ્રી :** ઍપલ જ્યૂસ પીઓ.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. પણ આપે ગઈકાલે વાત કરી ને, કે વાઈન પીવામાં પણ ઘણા અંદર સૂક્ષ્મ જીવોની હિંસા થાય છે. તો આપણે આ ઘઉં ખઈએ છીએ, તો એને જે પકવે છે, ત્યારે એમાં પણ જમીનમાં કેટલા બધા જીવજંતુઓ થાય છે ! દવાઓ નાખવી પડે છે, કેટલી હિંસા થાય છે !

**દાદાશ્રી :** તે તો પણ એ છૂટકો જ નહીં ને ! એ તો ખોરાક વગર ચાલે શી રીતે ? ખોરાક તો જોઈએ જ ને ? એ નાછૂટકે કરવું પડે છે, ફરજિયાત કરવું પડે છે. અને આ તો લોકો શોખની ખાતર કરે છે.

**પ્રશ્નકર્તા :** આ વાઈન કો'ક જ વાર, કો'ક એવો પ્રસંગ આવે ત્યારે થોડીક લે તો એમાં ખોટું શું છે ?

**દાદાશ્રી :** વરસમાં કેટલા દહાડા ચોરી કરો છો તમે ? કો'કના ગજવામાંથી પૈસા કેટલા દહાડા કાઢી લો છો ?

**પ્રશ્નકર્તા :** ના, એવું કોઈ દહાડો નહીં, કોઈના ગજવામાંથી.

**દાદાશ્રી :** પણ એ કો'ક દહાડો કાઢો તો આપણે શું ખોટું ?

**પ્રશ્નકર્તા :** હા, એ ખોટું કહેવાય.

## ઓછું, પણ બેભાન તો કરે જ બિયર

**દાદાશ્રી :** તો આ દારૂ-વાઈન વગર ચાલે કે ના ચાલે ?

**પ્રશ્નકર્તા :** ચાલે ને !

**દાદાશ્રી :** આ તો વગર કામનું લફરું છે. લફરું ! ફ્રી ઑફ કૉસ્ટ મળે છે ને ? ફ્રી નહીં ? શું ખર્ચો થાય એનો ?

**પ્રશ્નકર્તા :** બે ડૉલર.

**દાદાશ્રી :** કેટલા પેગ મળે ?

**પ્રશ્નકર્તા :** હું બિયર પીઉં, વાઈન નથી પીધો.

**દાદાશ્રી :** બિયર પીઉં છું, નહીં ? વાઈન ઉપર ચડ્યો નથી ને હજુ ?

**પ્રશ્નકર્તા :** બ્રાન્ડી નથી પીતો, બિયર કોઈ વાર પીઉં છું.

**દાદાશ્રી :** ઓહોહો ! તેથી શું લાભ થાય છે ? એનાથી શક્તિ વધે છે ? તો શું લાભ થાય ? એના કરતાં પાણી પીઈએ તો શું ખોટું ? બીજી ઘણી ચીજો પીવા જેવી છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, બિયર પીતા હોય એ તો ઈન્ડિયામાં લોકો પાન ખાય ભેગા થઈને એના જેવું છે. આ પાન કરતાં હેલ્ધી. ઈન્ડિયામાં જેમ પાન ખાય, તેના જેવું અહીંયા બિયર પીવાનું છે. તો દાદા, બિયરમાં જોખમ શેનું ?

**દાદાશ્રી :** પણ ફાયદો શું છે એમાં ? જરૂરિયાત શું છે ? દારૂમાં વધારે બેભાનપણું થાય ને એ બિયરમાં ઓછું થાય. બિયરમાં એમ ધૂન (મસ્તી) રહેતી હોય એવું રહ્યા કરે એને.

## બિયરથી વાડ છૂટે તો દારૂ સુધી પહોંચી જાય

**પ્રશ્નકર્તા :** હિન્દુસ્તાનમાં પણ ઘણા લોકો બિયર પીવે છે ને દસ વર્ષમાં તો ઘણો વ્યાપ વધી ગયો છે.

**દાદાશ્રી :** ઘણા પીવે છે, એનો વાંધો નથી. એ પીવે છે પણ એ પોતાની જાતને ખરાબ કરી રહ્યા છે. મને વાંધો ના હોય.

**પ્રશ્નકર્તા :** લગભગ દરેક પીનારો જાણે છે, કે આ ખરાબ થઈ રહ્યું છે.

**દાદાશ્રી :** હા, પણ પોતાને જો ભવિષ્ય બગાડવું હોય તો પીવે અને ભવિષ્ય સુધારવું હોય તો ના પીવે. એ તો પોતાની મરજીની વાત છે ને, એમાં કોઈ આપણો ઉપરી ઓછો છે ? હું તો તમને હિતકારી એટલી વાત દેખાડી દઉં. મારી ફરજ ખરી દેખાડવાની ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે, હા.

**દાદાશ્રી :** હું જે હિતકારી વસ્તુઓ જાણતો હોય તો મારી ફરજ ખરી ને ?

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** પછી તમારે ન કરવું હોય એ તમારી મરજીની વાત, એમાં અમારું દબાણ ના હોય. બિયર પીવાથી વાડ છૂટી જાય છે. વાડ છૂટી જાય એટલે પછી પેલીય (બ્રાન્ડીય) કો'ક ફેરો લઈએ. એટલે વાડ છોડી ના નાખવી. અને તે એવુંય પીજો, જો એક્સટેન્શન મળે તો ! બસ્સો-ત્રણસો વર્ષનું એક્સટેન્શન મળે તો એવુંય પીજો. પણ જ્યાં જતું રહેવાનું છે, એક્સટેન્શન ના મળતું હોય તો શા હારુ આમ કરવું ?

## સારાસારનો વિવેક ના જોઈએ ?

કંઈક ઉપાય કરજો. સારાસારનો વિવેક કરજો કંઈ. વિવેક હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હા, હોય.

**દાદાશ્રી :** શું ખવાય, શું ના ખવાય ? માણસનામાં વિવેક હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા, હોય.

**દાદાશ્રી :** શું ખાવું અને શું ના ખાવું, શું પીવું અને શું ના પીવું, એનું નામ વિવેક. વિવેક ના હોય એ માણસ જ ના કહેવાય ને ! સારાસારનો વિવેક, સાર અને અસાર. ના જોઈએ વિવેક ? શું કહો છો ?

**પ્રશ્નકર્તા :** હા, હા, જોઈએ.

**દાદાશ્રી :** હા, તે વિવેકમાં નથી આવતું એ.

## નિરાગ્રહી રૂપે ચેતવે, ક્યાં છે સેફસાઈડ

પીવું હોય તો અમને વાંધો નથી. અમે સલાહ આપી છૂટીએ. હું કંઈ તમને વઢું કે જબરજસ્તી ન કરું. એનાથી છેટે રહેવા જેવું છે, જો સુખી થવું હોય તો. અને નહીં તો અમે તમને કંઈ ના નથી પાડતા, કે ના પીવો કે પીવો, એવું અમે તમને કહેવા માગતા નથી. અમે તમને એટલું જ કહીએ, કે આમાં સેફસાઈડ શું છે ને ફાયદો શું છે, એ તમને બતાવીએ.

આપને સમજમાં આવે છે ને ? આ તમને ઠીક લાગે તે કરજો, મારે એ વાંધો નથી. પણ તમને સમજાવવા માટે કહું છું. હજુ ચેતવું હોય તો ચેતી જજો. જ્ઞાની પુરુષના મોઢે ચેતી જશો તો સારું છે. ના ચેતી જાવ તો મારે કંઈ તમને જબરજસ્તી કરવાની હોય નહીં. હું તમને બાટલી પીવાની ના કહું છું. કારણ કે એ તો અણસમજુ લોકોનું કામ છે. સમજવાળાને વ્યસન ના હોય.

❖❖❖❖❖

## [૩.૩]

# વ્યસનીનો સંગ એ મોટું જોખમ

## જૂઠું બોલીને પણ દારૂના સકંજામાંથી છૂટી જવું

**પ્રશ્નકર્તા :** બીજું એ પૂછવાનું, આપણે કોઈ પાર્ટીમાં ગયા હોય અહીંયા અમેરિકનની, અને કોઈ વખત આગ્રહથી આપણને કહે, કે આ વ્હિસ્કી પી, વ્હિસ્કી પી, તે વખતે શું કરવું ?

**દાદાશ્રી :** ના...

**પ્રશ્નકર્તા :** હવે જો ના પાડીએ અને એ ચાર વખત કહેતો હોય, તો પછી આપણે એ ખોટું કરીએ છીએ એવું થાય ને પાછું ? આગ્રહમાં રહ્યા.

**દાદાશ્રી :** ના, ના, ના. ત્યાં એક જ વાત કહેવી, કે 'મારા શરીરને બહુ નુકસાન કરે છે, એટલે આની ડૉક્ટરે ખાસ ના પાડી છે.' એવું કહી દઈએ એટલે છૂટી જઈએ.

**પ્રશ્નકર્તા :** આત્મા માટે જૂઠું બોલવું ?

**દાદાશ્રી :** આત્મા માટે જૂઠું બોલવામાં કોઈ હરકત નથી. એવું ના કહેવું, 'હું ધર્મિષ્ઠ માણસ છું.' એમને એમ કહેવું, 'મારા શરીરને સદતું નથી. મને મહીં ગમે તે કંઈ નુકસાન કરે છે આ. એટલે મેં બંધ કર્યું છે.' જો ધર્મનું કહીએ તો અવળો ચોંટે, મૂઓ. મને ખુલાસા આપો ને

ફલાણું આપો. તે આ રીતે કહીએ, કે 'ભઈ, મને શરીરને અનુકૂળ નથી આવતી આ વસ્તુ. ડૉક્ટરે ના પાડી છે, કે જરા ટીપુંય લેશો નહીં. હવે તમારું શરીર સહન કરી શકે એમ નથી'. એટલે પેલો 'યસ' કહી દે. ગમે તે રસ્તો ખોળી કાઢવો. આપણે આવા સકંજામાં આવી જઈએ તો છૂટી જવું ગમે તે રસ્તે. જેને પોતાને પીવી નથી તેને બધા બારા મળી આવે છે. પણ પીવી હોય તેને ના જડે. પોતાની ઈચ્છા હોય પોલી, ત્યારે મહીં એને જડે નહીં બારું.

## વ્યસનરૂપી અગ્નિની પાસે જવું જ નહીં

સિગરેટ કોઈ દહાડો મોઢે અડાડેલી ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** વિચાર થયેલો ? લાવ પી જોઉં એવું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો શું પીવાનું ભાવ થાય છે તને ? ડ્રિંક-બ્રિંક કશું પીવાનો ભાવ થાય છે ?

**પ્રશ્નકર્તા :** ના, દાદા. હજુ કોઈ વાર લીધું નથી.

**દાદાશ્રી :** ના, પણ લઈશ જ નહીં, અડીશ જ નહીં તું. દાદાની આજ્ઞા છે, મારે અડવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** બરાબર, ચોક્કસ.

**દાદાશ્રી :** તો તારું જીવન બહુ સારું જશે.

મિત્રો એવા ભેગા થયેલા છે ?

**પ્રશ્નકર્તા :** કૉલેજમાં એવા થોડા મિત્રો છે, જે પીએ છે.

**દાદાશ્રી :** તેઓ પીએ ત્યારે તને મનમાં એમ નથી થયું, કે લાવ, હું પણ ટેસ્ટ કરું ?

**પ્રશ્નકર્તા :** ના, મને હજી સુધી નથી થયું.

**દાદાશ્રી :** અને થશે ત્યારે શું કરીશ ?

**પ્રશ્નકર્તા :** ત્યારે હું રોકવા પ્રયત્ન કરીશ.

**દાદાશ્રી :** અગ્નિની પાસે ના જવું સારું કે અગ્નિ પાસે જઈને પછી એને એમાં રોકવા પ્રયત્ન કરવો તે સારું ?

**પ્રશ્નકર્તા :** રોકવા માટે પ્રયત્ન કરવો સારો.

**દાદાશ્રી :** ના, અગ્નિની પાસે જ જવું નહીં.

## અનૂટેસ્ટેડ ફ્રેન્ડશિપને કરવાની જ શું તે !

**પ્રશ્નકર્તા :** મારે અમેરિકન ફ્રેન્ડ્સ છે. બધા બહુ સારા છે અને મને પણ બહુ ગમે છે એ લોકો. પણ એ લોકો ડ્રગ્સ લે ને એવું બધું કરે, હું નથી લેતી, પણ હું એ લોકોની જોડે રહું અને હું આમાં છે તો લબદાઈ ના જાઉ, એ માટે હું શું કરું ? મને એ ફ્રેન્ડ્સ છોડવા ગમતા નથી. મને એમની સાથે ગમે છે.

**દાદાશ્રી :** ડ્રગ્સ શાના ?

**પ્રશ્નકર્તા :** પેલા ડ્રગ્સ લે ને બધા, સ્ટિમ્યૂલન્ટ ડ્રગ્સ બધા, એલ.એસ. ડી. ને એવા બધા બહુ હોય છે અહીં તો. કોકેન ને હેરોઈન ને મૉર્ફિન એ બધું.

**દાદાશ્રી :** આવા જીવન થઈ ગયા છે લોકોના ?

**પ્રશ્નકર્તા :** હા...

**દાદાશ્રી :** આ તો લાઈફલેસ લાઈફ છે આ લોકોની. લાઈફલેસ લાઈફ (નિર્જીવ જીવન) કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, હવે એ લોકોને પ્રશ્ન એ થાય છે, કે એ લોકોને આ મિત્રોની જોડે, આ સમાજમાં રહેવું હોય છે. એ લોકોની જોડે એડજસ્ટ

થવાનું હોય, એ લોકોની જોડે જો ફ્રેન્ડશિપ રાખવી હોય તો અમુક રીતનું પોતાનું જે અંદરનું હોય છે, એ એમને થોડુંક લૂઝ કરવું પડે છે. નહીં તો પછી ફ્રેન્ડ્સ જતા રહે.

**દાદાશ્રી :** નહીં, નહીં, ફ્રેન્ડશિપ ટેસ્ટેડ જોઈએ. અન્ટેસ્ટેડ ફ્રેન્ડશિપને કરવાની શું તે ? તે ખરી અડચણના ટાઈમે આવીને ઊભો રહે, એવી ફ્રેન્ડશિપ જોઈએ. નહીં તો આ તો જતા રહે બધા. તમે ફ્રેન્ડશિપ નહોતી કરી ?

**પ્રશ્નકર્તા :** હા, કરી છે, દાદા.

**દાદાશ્રી :** તે કેટલાક જતા રહે. ખાઈ-પીને મોજ કરીને જતા રહે. મહીં કો'ક સારોય નીકળે, ના નીકળે એવું નહીં.

**પ્રશ્નકર્તા :** હા, ઘણા સારા હોય છે.

**દાદાશ્રી :** સારાય હોય.

કેટલી ઉંમર થઈ એની ? વીસ વરસ ?

**પ્રશ્નકર્તા :** અઢાર વરસની છે. એને એમ થાય, કે પોતાના આ બધા ફ્રેન્ડ સર્કલમાં એનું પોતાનું કંઈ સ્થાન નથી રહ્યું એમ, એટલે ના રહે એમ. કો'ક વાર એવું લાગે એને.

**દાદાશ્રી :** છેલ્લો નંબર રાખવો ફ્રેન્ડ સર્કલમાં. એટલે આપણું સ્થાન પછી જતું ના રહે.

## છોડાવવા ગયેલા તે વધારે બંધાઈ ગયેલા

**પ્રશ્નકર્તા :** બે-ચાર ફ્રેન્ડ્સ છે મારા, એમને ડ્રિંકિંગ છોડવું છે પણ છૂટતું નથી, દાદા.

**દાદાશ્રી :** ના છૂટે હવે એ...

**પ્રશ્નકર્તા :** એને કેમનું છોડાવીએ ?

**દાદાશ્રી :** છોડાવવાની વાત કર નહીં, તું બંધાઈ ના જઉં એ જોજે, છોડાવવા જતા. છોડાવવા ગયેલા વધારે બંધાઈ ગયેલા. આ લોકોનો તો ચેપેય અડાડાય નહીં, છેટા રહેવું પડે. નહીં તો એક દહાડો બધા ભેગા થઈને સંપીને પાઈ દે, ઝાલીને.

## 'વ્યસનીથી દૂર રહેવું' એવું આપણા જ્ઞાનમાં રહેવું જોઈએ

કુસંગવાળા હોય ને માણસો, એ છોકરાંઓ જોડે ફ્રેન્ડશિપ જ ના કરવી. નહીં તો કુસંગ તો ચડ્યા વગર રહે જ નહીં. એનો સ્વભાવ છે, કુસંગ ચડી જ જાય. સારા સંસ્કાર ચડતા વાર લાગે.

**પ્રશ્નકર્તા :** એ વાત સાચી દાદા, પણ નાનપણથી સારા મિત્રો હોય, છતાં બીડી કે એવું કંઈ વ્યસન કરતા હોય, તો એમાં શું કરવું ?

**દાદાશ્રી :** બને તેટલું છેટું રહેવું. છતાંય છેટે રહેવું એ આપણા હાથની વાત નથી. એવો તમારા હાથમાં અધિકાર નથી, કે તમે આમ કરી શકશો જ. પણ જ્ઞાન શું જાણવું જોઈએ ? કે વ્યસનીથી દૂર રહેવું. પછી કુદરત આપણને ભેગું રખાવડાવે ઈટ્સ એ ડિફરન્ટ મેટર (એ જુદી વસ્તુ છે). પણ આપણા જ્ઞાનમાં એ રહેવું જોઈએ, કે વ્યસનીથી દૂર રહેવું. અને પછી ભેગું રહેતો હોય તે કુદરતના, એ વ્યવસ્થિતના આધારે. કુદરત આપણને વ્યસનીના સંગમાં રાખે, તો પણ જ્ઞાન તો તેનું તે રહે છે ને, આપણને ?

**પ્રશ્નકર્તા :** હા જી. પણ ધારો કે જોડે રહેવાના સંજોગ હોય તો વ્યસનથી મુક્ત કેવી રીતે રહેવું ?

**દાદાશ્રી :** વ્યસનથી મુક્ત રહેવા 'વ્યસન એ ખોટી ચીજ છે', એવી આપણને પ્રતીતિ થઈ જવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, એ પ્રતીતિ રહેવી જોઈએ ને મક્કમતા રહેવી જોઈએ, નિશ્ચય.

**દાદાશ્રી :** હા, એ પ્રતીતિ ખસવી ના જોઈએ. આપણો નિશ્ચય ના ખસવો જોઈએ. પછી વ્યસનથી દૂર જ રહે તે માણસ. પણ 'એમાં કાંઈ વાંધો નથી' એમ કહ્યું કે પેઠું.

❖❖❖❖❖

# [૪]
# વ્યસનોથી છૂટી શકાય ?

## કંટાળે તો છૂટે, ખુશ થયે થાય ડબલ

**પ્રશ્નકર્તા :** ધારો કે આ સિગરેટ પીવાની ઘણાને આદત, વ્યસન હોય, તો એણે એમાંથી છૂટવા માટે ઘણા જન્મો લેવા પડે કે પછી એને કફમાં લોહી પડે, કૅન્સર જેવું થાય ત્યારે એને એમ થાય, કે આ મારે ના જોઈએ એમ ? કે પછી એને ઘણા જન્મો સુધી એ ચાલુ રહે ?

**દાદાશ્રી :** ના, એવું કંઈ નહીં. બ્રાન્ડીની અસર રહે વખતે. સિગરેટ-બિગરેટની રહે નહીં. અને બ્રાન્ડીયે બધી છૂટી જાય. એક ફક્ત ના છૂટે એ કયું ? ઘણા જન્મોની અસર કઈ ચાલુ રહે ? આપઘાત !

**પ્રશ્નકર્તા :** આ જે કૅન્સરના રોગો થાય, માનસિક બીમારીઓ થાય, બધા દર્દો થાય, એ અને આ બધા જેને વ્યસનોની કુટેવો પડી જાય, તો એ બધું પણ છે તો પાછલા કર્મોનું ફળ છે ?

**દાદાશ્રી :** ફળ, ફળ. પ્રોજેક્ટેડ કર્મોનું આ ફળ છે.

**પ્રશ્નકર્તા :** જો એ પાછલા ભવનું કર્મફળ હોય, આપણે ભોગવવાનું જ હોય, તો પછી હવે આ ધારો કે કોઈ દારૂનું કે કશાકનું વ્યસન લાગી ગયું હોય, તો પછી એને છોડવાનું રહેતું જ નથી ને ?

**દાદાશ્રી :** ના, ના. એ તો કર્મ બંધ થઈ જાય એટલે એની મેળે જ છૂટી જાય એ.

**પ્રશ્નકર્તા :** કોઈ માણસ આ દારૂના વ્યસનમાં મરી જાય, તો પછી એના બીજા ભવમાં પણ એની જોડે આ કર્મ ચાલુ જ રહે ને એમ ?

**દાદાશ્રી :** હા, ચાલુ રહે.

**પ્રશ્નકર્તા :** તો પછી એમાંથી એ બહાર કેવી રીતે આવે ?

**દાદાશ્રી :** એ તો પછી પાછો છોડી દે. એમાં કંટાળે ને પાછો. એ કંટાળે એટલે છૂટી જાય. ત્યાં એ કર્મ છૂટી જાય. એ ખુશ થાય એટલે ડબલિંગ થાય. કંટાળો આવે એટલે છૂટી જાય.

## પોતે નિશ્ચય કરે તો છૂટાય

**પ્રશ્નકર્તા :** પણ ઘણા માણસો એ દારૂની લતમાં પડેલા છે, એ લોકો એમ કહે છે, કે 'અમે છોડવા માગીએ તોય અમારાથી છૂટતી નથી.'

**દાદાશ્રી :** બહુ કાળ થઈ જાય ને, પછી ના છૂટે એ. છતાં જેને છોડવું હોય ને, તેને નિશ્ચય હજી કો'ક દહાડો કામ કરે છે. પોતે નિશ્ચય કરે તો થાય, બાકી છૂટાય નહીં. હવે બીજો માર્ગ રહ્યો નથી.

**પ્રશ્નકર્તા :** પોતે નિશ્ચય કરે તો થાય. પણ આ ભવે નિશ્ચય કરે તો આવતા ભવે ચાલે ને ? આ ભવમાં તો ગયા ભવનું ચાલતું હોય ને બધું ?

**દાદાશ્રી :** ચોક્કસ. પણ આ નિશ્ચય થાય ને, તો એ નિશ્ચય પરભવના આધારે વધારે મજબૂત થાય છે. એટલે આ ભવમાંય એને હેલ્પ થયા કરે અને પરભવમાં બહુ મોટી હેલ્પ થાય.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** હવે આ ગાડી ચલાવવાની, એમાં આ સ્ટીઅરિંગ એટલે નિશ્ચય. આ સ્ટીઅરિંગ એય નિશ્ચય છે એક જાતનો. રોડની બહાર નહીં

નીકળવી જોઈએ એવો નિશ્ચય. છતાં રોડથી ખસી જાય એ ડિફરન્ટ મેટર છે. સંયોગોને કારણે સ્લિપ થઈ જાય કે બીજું-ત્રીજું, અગર હાથ ઉપર કંઈ એ થયું ને આ ખસી ગઈ, પણ આપણો નિશ્ચય ડગવો નહીં જોઈએ.

અને જેનો નિશ્ચય ના રહેતો હોય ને, તેણે તો પ્રતિજ્ઞા પાળવી પડે. પ્રતિજ્ઞા કરવી પડે. હવે પ્રતિજ્ઞા અમારા જેવા પાસે લે તો કામની.

## વ્યસનને વખોડવાથી પોતાની મૂળ ગ્રંથિ ઊડી જાય

હવે એ વસ્તુ શી રીતે જાય ? ત્યારે કહે, એક જણ પીતો હોય તો એના પર બહુ ચીડ રાખે, 'આ દારૂ ના પીવો જોઈએ, ના પીવો જોઈએ, આ દારૂ પીને જુઓ ને આની આ દશા થઈ.' એમ કરતો કરતો પોતે પછી ના પી શકે. પોતાની મૂળ ગ્રંથિ ઊડી જાય. એ મારી વાત સમજણ પડે એવી છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** શું ?

**પ્રશ્નકર્તા :** એ કો'ક પીતો હોય તો 'આ ખરાબ છે', આમ કહીએ એટલે પોતાનું નીકળી જાય.

**દાદાશ્રી :** પોતાની ગાંઠ તૂટી જાય એમ કરતા કરતા.

## હાર્ટિલી પસ્તાવો અને કોઈ સુધારનાર હોવા જોઈએ

**પ્રશ્નકર્તા :** ધારો કે બીડી પીવી એ ખરાબ છે, માંસાહારી થવું એ ખરાબ છે, આ બધું બધા માને છે કે ખરાબ છે, તેમ છતાંય લોકો એને કર્યે જ જાય છે, એ કર્મો જાણતા હોવા છતાંય કર્યે જાય છે.

**દાદાશ્રી :** આ બધા બોલે છે તે ઉપલક બોલે છે, સુપરફ્લુઅસ બોલે છે. કેવું ? હાર્ટિલી નથી બોલતા. બાકી હાર્ટિલી બોલે, તો તો અમુક ટાઈમે એને ગયે જ છૂટકો.

**પ્રશ્નકર્તા :** એટલે એને મનપૂર્વક પસ્તાવો થાય તો ?

**દાદાશ્રી :** હાર્ટિલી હોય તો આ ગયે જ છૂટકો. તે તમારો જે દોષ હોય, બહુ જ ખરાબ દોષ હોય, પણ તે છે તે તમે ખૂબ પસ્તાવો કરો, તોય પણ ફરી થાય બીજે દહાડે. તો થાય તેનો વાંધો નથી, પણ પસ્તાવો ખૂબ કર્યા કરો.

**પ્રશ્નકર્તા :** હં, એટલે માણસ સુધરે એવી શક્યતા ખરી ?

**દાદાશ્રી :** બહુ શક્યતા છે, પણ સુધારનાર હોવા જોઈએ. એ ડૉક્ટર એમ.ડી.-બેમ.ડી. ના ચાલે ત્યાં આગળ. ગોટાળિયું ના ચાલે. તે સુધારનાર હોવા જોઈએ. એટલે એ કહે છે, કે આટલો મેં એનો પસ્તાવો કર્યો, આટલું બધું એ કર્યું, છતાંય દોષ ના ગયો. ના, દોષ અવશ્ય જાય છે, પણ આ ડુંગળીના જેમ પડ હોય છે ને, એ એક પડ જાય, તેથી કરીને બીજું પડ જતું રહ્યું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એટલે પડ ઓછા થતા જ જાય છે, પણ જો હાર્ટિલી કરવામાં આવે તો. આ લોકો સુપરફ્લુઅસ બોલે છે. ખાલી લોકોને દેખાવ કરવા માટે જ બોલે છે.

## શબ્દજ્ઞાનથી નહીં, ગેડમાં બેસાડે એવા જ્ઞાનથી છૂટે

**પ્રશ્નકર્તા :** આ બધું પ્રવચનકાર પાસે સાંભળીએ ત્યારે બધું બરાબર રહે છે, પણ પછી થોડો વખત પછી બધું જતું રહે છે.

**દાદાશ્રી :** એ બધું ખોટું. જે સાંભળીએ ને, ત્યારે બરાબર રહે અને થોડા વખત પછી જતું રહે તો એ તો એનો અર્થ જ નહીં ને ! એ તો ફિલમ કહેવાય. જોઈએ તે ઘડીએ દેખાય ને પછી જતું રહે, એ તો ફિલમ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો એના માટે શું કરવાનું, દાદા ?

**દાદાશ્રી :** એમને કહી દેવાનું, કે 'સાહેબ, તમે ફિલમ દેખાડવા આવ્યા છો કે કાયમનું આપવા આવ્યા છો ? ફિલમ દેખાડવા આવ્યા હોય

તો દેખાડીને જતા રહો તમારી મેળે. નહીં તો કાયમનું આપવા આવ્યા હોય તો રહે એવું, ટકે એવું આપો.' શું કહેવાનું ? એટલે હું ટકે એવું આપીશ ! ઘણા લોકોને દારૂ ને માંસાહાર બધું છૂટી ગયું, એમ ને એમ અમારા શબ્દથી જ ! અમારા શબ્દથી આખો ફરી જાય છે માણસ ! આ વચનબળ એટલું બધું સરસ છે કે આખું બધું ફરી જાય છે !

આ તો લોકો અહીં જે ઉપદેશ આપવા આવે છે ને બધા, તે બે-પાંચ દહાડા ઉપદેશ એકાંતે આપીને જતા રહે છે એ લોકો. હવે 'જ્ઞાન' શબ્દથી ચાલે નહીં. 'બીડી પીવી નહીં, કશા વ્યસન કરવા નહીં.' એ બોલે ના ચાલે, એ જ્ઞાન ના કહેવાય. જ્ઞાન તો એની સમજમાં, ગેડમાં બેસી જવું જોઈએ.

## શુષ્કજ્ઞાન વાંઝિયું, ચુસ્તજ્ઞાન ક્રિયાકારી

હવે જાણવું ને કરવું એક ક્યારે થાય ? શુષ્ક જ્ઞાન ના હોય ને સત્‌જ્ઞાન હોય તો થાય. આ જે જ્ઞાન જાણેલાનું પ્રવર્તે છે, એ શુષ્કજ્ઞાન છે બધું. જે પેલા પપૈયા હોય છે ને, તે મહેનત બધી કરીએ પણ ઉપર પપૈયો બાઝે નહીં. એટલે સાચું જ્ઞાન હોય તો જ્ઞાન અને કરવું બે સાથે જ થાય. સાચું જ્ઞાન ! એટલે સાચું જ્ઞાન જ પ્રાપ્ત થયું નથી. નહીં તો પોતાના પ્રમાણે બધું થયા જ કરે. આપણે ત્યાં તો જ્ઞાન ને એ બેય સાથે જ થાય. તે ચુસ્ત જ્ઞાન જોઈએ. કેવું ? આવું શુષ્કજ્ઞાન ના જોઈએ. શુષ્કજ્ઞાન એટલે શું ? જુઓ ને, જ્ઞાન તો સિગરેટના પાકીટ ઉપર લખ્યું જ છે ને, કંઈક ?

**પ્રશ્નકર્તા :** લખ્યું છે.

**દાદાશ્રી :** જ્ઞાન સરકારે બહાર પાડ્યું છે. સિગરેટના પાકીટ ઉપર લખો, કહે છે. આપણા લોકોય પાકીટ ઉપર વાંચીને પીતા જાય છે. એટલે જ્ઞાન એવી રીતે આપવું જોઈએ, કે એના મનમાં નક્કી થાય કે હવે નહીં અડું. આ બધું શુષ્કજ્ઞાન જાણ્યું છે. અને શુષ્કજ્ઞાની પાસેથી જાણ્યું છે. એ મૂઓ સિગરેટ પીતો હોય ને આપણને કહે, સિગરેટ ના પીશો. સિગરેટના દુર્ગુણ બતાવતો હોય. અરે મૂઆ, તું તો પીઉં છું ચક્કર, અમને શું દેખાડે

છે તે ! એ તો ના પીતો હોય, સ્ટ્રોંગ માણસ હોય, એવા સંયમી માણસ પાસેથી જ્ઞાન પ્રાપ્ત થાય. આ અસંયમી માણસો પાસેથી જ્ઞાન પ્રાપ્ત કેમનું થાય ?

કોઈ દારૂ ના પીતો હોય કે માંસાહાર ના કરતો હોય, બીડી ના પીતો હોય, એવા કોઈ શક્તિશાળીની મદદ મળી જાય અને તે સંત પુરુષ હોય તો આશીર્વાદથી કંઈ ફરી જાય મહીં ! નહીં તો કશું છૂટાય નહીં. પોતાથી છૂટે જ નહીં ને ! પરવશ થઈ ગયો બિચારો. અને પોતાની સ્વતંત્રતા હણાઈ ગઈ. પછી શું ઉપાય ? કોઈ શક્તિશાળીની મદદ મળી જાય તો છૂટી જાય !

## જ્ઞાનીના ચારિત્રબળે સહજ છૂટે વ્યસન

**પ્રશ્નકર્તા :** મેં એવું સાંભળેલું, કે આપ અમેરિકા ગયા ત્યાં ઘણા લોકોને વ્યસનમાંથી, આદતોમાંથી મુક્ત કર્યા. એ કઈ રીતે થયા ? એ આપ કઈ રીતે કરાવો છો ? શું ઉપદેશ આપો છો ?

**દાદાશ્રી :** મારું ચારિત્રબળ છે ! કારણ કે જેટલું એનું શીલ, ચારિત્ર, એટલું બળ ! કમ્પ્લીટ મોરાલિટી, કમ્પ્લીટ સિન્સિયારિટી એનું નામ ચારિત્ર ! કમ્પ્લીટ મોરાલિટી, સેન્ટ પણ ઓછી નહીં, સેન્ટ સિન્સિયારિટી ઓછી નહીં, એનું નામ ચારિત્ર ! એ ચારિત્ર હોય ત્યાં બધું જ કહ્યા પ્રમાણે ચાલે. અમે અત્યારે કોઈને કહીએ, કે આમ... તે પછી ચાલવા માંડે. કારણ કે અમે બીડી પીતા'તા ત્યાં સુધી એમ નહોતા કહેતા, કે તમે બીડી છોડી દો. અત્યારેય એ કહેતા નથી, પણ છતાંય કો'કને કહીએ તો છૂટી જાય. કારણ કે અમારા ચારિત્રમાં નથી. અમારા ચારિત્રમાં કોઈ વસ્તુ જ નથી. આ આખા જગતમાં જે છે, એમાંની કોઈ વસ્તુ અમારી અંદર નથી. તેથી તો અમે આ ફોડ પાડી શકીએ, નહીં તો શી રીતે પાડી શકીએ ? વર્લ્ડમાં ક્યારેય પણ આવું ચારિત્રબળ ઉત્પન્ન ના થાય એવું ચારિત્રબળ છે ! ક્યારેય પણ આવું ચારિત્ર ન હોય, તીર્થંકર સિવાય આવું ચારિત્ર ના હોય. ફક્ત તીર્થંકર પદ નથી. ચારિત્ર તો એવું છે. અને કેવળજ્ઞાન પણ છે, પણ કેવળજ્ઞાન પચ્યું નથી. પચ્યા

વગરનું કેવળજ્ઞાન છે. ફળ ના આપે. છે કેવળજ્ઞાન, આખુંય કેવળજ્ઞાન ! કેવળજ્ઞાન સિવાય આવું બની શકે નહીં.

**પ્રશ્નકર્તા :** એ કેમ ના પચ્યું, એનું શું કારણ, દાદા ?

**દાદાશ્રી :** આ કાળના લીધે.

**પ્રશ્નકર્તા :** આપ જરા સમજાવો ને, આપે કઈ રીતે લોકોને આ વ્યસનોમાંથી મુક્ત કરાવ્યા, છોડાવ્યા ?

**દાદાશ્રી :** ચારિત્રબળ !

**પ્રશ્નકર્તા :** ના, એટલે દાખલો આપો, કે શું કહીને એમને છોડાવ્યા ?

**દાદાશ્રી :** એ તો શબ્દ બોલવાની કિંમત નથી. આ આમ કર્યું, કે ગાડું હેંડ્યું !

❖❖❖❖❖

# [૫]
# વ્યસનોથી છૂટવાના પ્રાથમિક ઉપાય

## [૫.૧]
## દારૂના વ્યસનથી છૂટવાના ઉપાય

### મોટા વ્યસનમાંથી નાના વ્યસન પર આવી જવું

**પ્રશ્નકર્તા :** દાદા, હું સિગરેટ બહુ પીઉં છું.

**દાદાશ્રી :** બીજું શું પીઉં છું ?

**પ્રશ્નકર્તા :** કોઈ કોઈ વખત દારૂ પીઉં છું.

**દાદાશ્રી :** અને સિગરેટ ?

**પ્રશ્નકર્તા :** સિગરેટ વધારે પીવાય છે.

**દાદાશ્રી :** એ તો કો'ક વખત કરતા કરતા સિગરેટ પેસી ગઈ આ. માટે અડવું જ નહીં આ. દારૂ અને સિગરેટ તો બે અડવા જેવી ચીજ નથી. છતાંય આ સિગરેટ ને એ બધું તો ઠીક છે, પણ આ દારૂ ન હોવું જોઈએ. એક દારૂ એકલાની સોબત ન કરવી જોઈએ. સોબત થઈ ગઈ હોય તો ફ્રેન્ડશિપ છોડી દેવી જોઈએ. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** ફ્રેન્ડશિપ છોડી દેવી જોઈએ.

**દાદાશ્રી :** હા, તમે એના બદલે બીજી સોબત કરો. બીજું કંઈ ના હોય તો પાન ચાલુ કરવા. સોપારી કેફ ચઢે એવી આવે છે. મહીં ખાધા પછી એમ થાય કે મગજ તર રહે છે, એવી સોપારી આવે છે. એવું કરીએ તો વાંધો નહીં. અને આ સિગરેટેય ખરાબ ન હોય. મન જરા બહુ ગૂંચાઈ ગયું હોય ને, તો મન બહેલાવા પૂરતું એકાદ પી લઈએ. પછી જ્યારે એ ગૂંચાતું બંધ થયું એટલે થઈ રહ્યું પછી. બીજા બધા વ્યસન એટલા બધા એ નથી, પણ વ્યસન માત્ર ખોટા તો ખરા જ. છતાંય મોટું વ્યસન કરતાં નાનું વ્યસન રાખવું સારું. મોટું વ્યસન પડી ગયું હોય તો નાના વ્યસન પર આવી જવું. અને મનને આપી દેવું, કે ભઈ, લે, આ લેજે, કહીએ હવે. પણ આ દારૂ ને એ બધું ના જોઈએ. આ તો મેડનેસ (ગાંડપણ) કહેવાય. જે આત્માને બેભાન કરે એવી દવા તો આપણને ના શોભે ને !

## ચા-સિગરેટ રાખે પરવશ પણ ન કરે બેભાન

સિગરેટ બેભાન નથી કરતી પણ ઈન્ટૉક્સિકેશન કરે છે. મનને ચંચળ કરે છે. પણ શરીરને બહુ નુકસાનકારક. આ ચાયે મનને ચંચળ કરે છે. બેભાન નથી કરતી, પણ મનને ચંચળ કરે છે. એ સારી નહીં. અને બીજું શું, આપણને એ પરવશ રાખે છે. ચાયે પરવશ બહુ કરે પણ એ ભાન ના જતું રહે. ચાથી કંઈ ભાન જતું રહે ? અને દારૂ તો એક દહાડો વધારે ચડ્યો તો ?

**પ્રશ્નકર્તા :** ભાનેય જતું રહે.

**દાદાશ્રી :** અરે ! લોકો ઘરમાં બેસાડીને સહીઓ કરાવી લે આમ ! દારૂ પાતા જાય ને સહીઓ કરાવી લે. પેલો બધી કરી આપે. અને પેલા હુક્કા, બીડીવાળાને કંઈ ભાન ના જતું રહે.

**પ્રશ્નકર્તા :** એવું જ તો આ તમાકુ ખાય, સિગરેટ પીવે તો એની અસર એવી થાય ખરી ?

**દાદાશ્રી :** એ સિગરેટની અસર બીજી રીતે થાય છે. એમાં આ જ રીતે શક્તિઓ ખલાસ નથી થતી, પણ એ છે તે મહીં અંદર પેલું અહીં આગળ છે તે કૅન્સર થાય, બીજું થાય, ત્રીજું થાય. એના કોઝીઝ મૂકતું

જ જાય છે. અને સિગરેટેય છે તે જેટલું આપણે એનું જે ઈન્ટૉક્સિકેશન લઈએ છીએ, એટલું તો નુકસાન કરે જ છે.

## કૅન્સર કરતાં પણ દારૂનું બેભાનપણું વધારે જોખમી

છતાંય હુક્કો, બીડી પીઓ, હઉ થઈ રહેશે ને આગળ ઉપર જોઈ લેવાશે એમાં. બહુ ત્યારે કૅન્સર કરશે, બીજું શું કરવાનું હતું ?

**પ્રશ્નકર્તા :** કૅન્સર થાય તો કૅન્સલેય થઈ જવાય ને ?

**દાદાશ્રી :** હા, એ તો જોખમદારી છે જ જાણે કે, પણ પેલી તો જોખમદારી બહુ ખોટી. રોજનું કૅન્સર એ તો, દરરોજનું કૅન્સર. આ બીડી ને હુક્કાથી તો બહુ નુકસાન ના થાય. ઉધરસ થાય કાં તો અહીં ગળામાં પેલું કૅન્સર થાય. બીજું શું થાય એનાથી ? પણ એનો ઉકેલ આવે. પણ દારૂ પીતો હોય તેનો તો ઉકેલ જ ના આવે ને ! એની હદ જ નહીં ને ! ભાન જ ખોઈ નાખે ને !

## દારૂના આભાસી સુખો કરતાં બીજા પીણાંના સુખો સારા

આપણે તો બીજું બધું ઘણું પીવાનું છે, ઓહોહોહો ! એટલી બધી ચીજો છે ! કેટલી જાતના રસો ને ચાયો ને બધું ધમાલો કેટલી બધી છે, નહીં ? બધું ઘણું પીવાનું છે. અગર સોડા પી લઈએ તો શું વાંધો ? અરે, વિમ્ટો (સોફ્ટ ડ્રિંક) આવે છે ને, તેય પીઈએ તો શું વાંધો ?

**પ્રશ્નકર્તા :** જરા ટેસ્ટ માટે.

**દાદાશ્રી :** ઓહોહો ! ના લેવાય. બીજી ઘણી ચીજો છે. આટલી બધી જાતના રસ છે તોય પણ મૂળ આપણને વસ્તુ જ પસંદ કરતા ના આવડ્યું ! આટલા બધા રસો છે, કેટલા બધા રસો ! અહીં અમેરિકામાં કેટલા પ્રકારના રસ મળે છે ?

**પ્રશ્નકર્તા :** અરે ! બધી જાતના જ્યૂસ તાજા મળે.

**દાદાશ્રી :** જે માગો એ મળે. એમના સ્ટૉરમાં ગયો ત્યાં મને કશુંય સૂઝ ના પડી. ત્યારે કહે, 'આ આપું ? આ આપું ?' 'કશુંક લેવું તો પડે

જ !' ત્યારે મેં કહ્યું, 'પાણી આપો.' પછી હારું મને યાદ આવ્યું, મેં આમને કહ્યું, કે... પેલું તમે શું કહેતા'તા ? ત્યારે શું કહ્યું'તું તમે ?

**નીરુમા :** પેલું જિંજર, આદુવાળું આવે...

**દાદાશ્રી :** હા, ત્યારે મેં કહ્યું, એવું કંઈક લાવો, જેમાં ખાંડ બહુ ના હોય. તે પીધું પાછું. ઓહોહોહો ! કેટલી બધી ચીજો છે ! તમારે બધી બહુ ચીજો ખાવાની છે. અમે કંઈ ના પાડીએ છીએ ? બધી ખાવ ને નિરાંતે ! શ્રીખંડ છે, બાસુંદીઓ ખાવ, આઈસ્ક્રીમો ખાવ, બધી જોઈએ એટલી ચીજો છે. આ પેપ્સી-બેપ્સી પીઓ ને બધા બહુ જાતના રસ છે ! કેટલું બધું સુંદર છે ! અને દૂધમાં બદામો નાખીને પીઓ, નિરાંતે. વખત અહીં મળ્યો હોય, બદામો સસ્તી, બધું સસ્તું છે. એ તો પીતા નથી ને પેલું ખોળી કાઢ્યું.

લોક છતા સુખને ભોગવતા નથી અને અછતા (ન હોય એવા) સુખને ખોળે છે.

## આત્મજ્ઞાન લઈ લે એ છૂટવાનો સહેલો ઉપાય

**પ્રશ્નકર્તા :** દારૂના વ્યસનથી છૂટવા સહેલા ઉપાયમાં શું ?

**દાદાશ્રી :** મને અમેરિકામાં એક માણસ મળ્યા'તા. તે ભાઈ છે તે એક ગૅલન દારૂ પીતો'તો, રોજ એક ગૅલન ! તે આ જ્ઞાન આપ્યું તે બંધ થઈ ગયું હડહડાટ ! જ્ઞાન આપ્યું ને, બિલકુલ બંધ. 'એ દાદાએ શું મારી ઉપર કર્યું તે આખો ગૅલન દારૂ છૂટી ગયો', કહે છે. આ 'અક્રમ વિજ્ઞાન' છે !

એ ભાઈ બહુ તોફાની હતો. એનો ભઈ કહે છે, 'તું હેંડ તો ખરો, ત્યાં દાદાના દર્શન કર.' ત્યારે કહે, 'આવા દાદા-દાદીઓ બધા બહુ આવ્યા. અને દરેક વખતે ફસામણ, હું નથી આવવાનો.' ત્યારે કહે, 'એક વખત તું હેંડ, આટલો વખત.' એના ભઈએ કહ્યું, એટલે આવ્યો, તો મને જોઈને કહે છે, 'તમારી પાસે કંઈ ઈલમ (કળા, જાદુ) છે !' મેં કહ્યું, 'બહુ જબરો આ પાટીદાર તો.' મેં કહ્યું, 'છે ! તારે શું જોઈએ

છે ? કશું જોઈએ છે ?' કહે છે, 'મને ઠંડક કરી આપો. હું દારૂ પીઉં છું, માંસાહાર કરું છું, બળતરા બહુ હોવાથી. મને નથી ગમતું આ બધું, પણ શું કરું ?' મેં કહ્યું, 'કાલે બંધ કરી આપું, બોલ.' અને અમે બંધ કરી આપ્યું ને, તે ઓહોહોહો કરવા માંડ્યો, કૂદાકૂદ કરવા માંડ્યો ! બીજા દહાડે દારૂ, માંસ બધું છોડી દીધું. હવે તમારા માટે હું શું ના પાથરું, કહે છે. મેં તો આવું જગતમાં જોયું નથી. અને આ અહીં બેઠો'તો તે કેટલો પીનારો, ક્યાં ગયો ?

**પ્રશ્નકર્તા :** આ રહ્યો, દાદા.

**દાદાશ્રી :** આ પીનારો અને માંસાહાર કરનારો, બંધ થઈ ગયું બીજે દહાડે જ. ઘણાય જણને છૂટી ગયું છે, આપણે ત્યાં અહીં જ્ઞાન મળતાની સાથે. અમે આ બધાને જ્ઞાન આપ્યું, પછી કેટલાય લોકોને બંધ થઈ ગયું. પાપકર્મ જ નાશ થઈ ગયું એનું. એટલે આ મને કહે, કે 'તમે આ ચમત્કાર કર્યો !' અમારે ચમત્કાર ના હોય. આ યશનામ કર્મ કામ કર્યા કરે છે. નૈમિત્તિક સંજોગો હોય છે ને ! તમે જે કરો તે યશ મળે, એનું નામ યશનામ કર્મ અને બીજો જે કરે તે અપજશ મળે. એ મહેનત ખૂબ કરે તોય અપજશ મળે.

મને તો કંઈક લોકો દારૂવાળા મળ્યા ને, તે મને મળ્યા પછી દારૂ છૂટી ગયેલા બધાના.

**પ્રશ્નકર્તા :** છૂટે ખરો એમ ? જ્ઞાની મળ્યા પછી છૂટે ખરો ?

**દાદાશ્રી :** હા, બધું છૂટી જાય. જ્ઞાની મળ્યા પછી શું ના છૂટે આ દુનિયામાં !

**પ્રશ્નકર્તા :** જય સચ્ચિદાનંદ !

## અમે તમને કાયમનું સુખ આપી દઈએ

**દાદાશ્રી :** કેટલા બધા પુરુષાર્થથી એ પ્રાપ્તિ કરેલી, હિન્દુસ્તાનમાં જન્મ થયો, કેટલી મોટી પુણ્યૈ છે એ ! અને અહીં દેવલોકો જેવો વૈભવ

ભોગવો છો આવા મકાનોમાં ! છે હિન્દુસ્તાનમાં મકાનો આવા બધા ? તોય પણ તમારે હજુ દારૂ જોઈએ છે ? આ વૈભવે તમને સુખ ના આપ્યું તો પાછું દારૂની જરૂર પડે છે ? એ તો ત્યાંના મજૂરોને બિચારાને દારૂની જરૂર પડે. એને તો બિચારાને કંઈ છે નહીં, કશો વૈભવ. ઝૂંપડામાં પડી રહેવાનું છે એટલે એમને દારૂ જોઈએ, તમારે શું દુઃખ છે ?

અને હું તમને બધું સુખ આપવા તૈયાર છું. કાયમ દુઃખ ઉત્પન્ન જ ના થાય, એવું આપું તો તમે છોડી દો કે ના છોડી દો ?

**પ્રશ્નકર્તા :** એવું મન માને તો છોડી દઈએ.

**દાદાશ્રી :** એ બધું કાયમનું સુખ આપી દઉં. પણ થોડા બે-ત્રણ મહિના છોડો ને, પંદર દહાડા, મહિનો, આ ભૂમિકા તૈયાર થવા માટે છોડી દો.

**પ્રશ્નકર્તા :** હા, છોડી દઉં. એ તો છોડાય.

**દાદાશ્રી :** હા, તમે પંદર દહાડા છોડી દો ને ! પછી જો તમને એમ લાગે, કે દાદાજી, આપને આપ્યું (આ છોડ્યું) પણ સંતોષકારક નથી, તો ફરી પીજો. આપણે ક્યાં ખોટ જવાની ? હું કંઈ એવો બાંધું છું ઓછો આ એગ્રીમેન્ટથી ? પણ પંદર દહાડા તો છોડી દો. મને ફરી ભેગા થાવ ને, ત્યાં સુધી એટલો તો છોડી દો, તો ભૂમિકા મહીં સારી થાય. અને મને વસ્તુ મૂકતા ફાવે.

## દાદા માગે પ્રૉમિસ

**પ્રશ્નકર્તા :** દાદા, વિધિ કરી આપો એટલે એ છૂટી જાય બધું.

**દાદાશ્રી :** એ વ્યસન ના હોય, શોભે નહીં ને આપણને. અને આ સાંભળ્યું ત્યારથી સવાર. ધીમે ધીમે ઓછું કરી નાખવાનું, બંધ કરી દેવાનું. એટલે હવે ફરી આ દારૂને ના અડીશ. પ્રૉમિસ (વચન) આપું છું ? હેં ? સાચું ? સાચું ?

**પ્રશ્નકર્તા :** સાચું.

**દાદાશ્રી :** જય સચ્ચિદાનંદ ! સચ્ચિદાનંદ ! (દાદા આશીર્વાદ આપે છે.) હવે અડીશ નહીં. નહીં તો ગળે લાગી ગઈ એ પછી ફસાયો.

## 'દાદા' શબ્દથી થઇ શાંતિ, છૂટી ગયું દારૂ-મીટ

હવે તમારે તો આ લફરાં નહીં ને, બળ્યા ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે સારું. તોય કેટલા વણિકોય બોલ્યા, કે 'દાદા, થોડું થોડું લઈએ છીએ.' મેં કહ્યું, 'બળ્યું, આ શોભે નહીં.'

**પ્રશ્નકર્તા :** પણ લગભગ તો બધાએ જ છોડી દીધું છે, દાદા. આ જ્ઞાન મળે એટલે ઑટોમૅટિક છૂટી જાય.

**દાદાશ્રી :** હા, હવે છોડી દે છે. મીટ (માંસ) અને દારૂ બેઉ છોડી દે છે.

**પ્રશ્નકર્તા :** દાદાના સંસર્ગમાં આવ્યા, મળ્યા એટલે હવે છોડી દેવાના.

**દાદાશ્રી :** હા, છોડી દેવાના. ઘણાએ છોડી દીધું. મને પ્રૉમિસ આપ્યા, હવે દાદા નહીં પીઉં. દુઃખને માટે જ એમાં પડે છે, મહીં શાંતિ ના રહે એટલે. અત્યારે દાદા યાદ રહે તોય કેટલું સારું ! 'દાદા' બોલે ત્યાંથી જ શાંતિ થઈ જાય. વર્ડ 'દાદા' રેડિએટ્સ ! શું થાય છે ?

**પ્રશ્નકર્તા :** વર્ડ 'દાદા' રેડિએટ્સ ('દાદા' શબ્દ જ કામ કરે).

## દારૂથી થયેલ ડૅમેજ, ટાઈમ જતા રિપેર થાય

**દાદાશ્રી :** દારૂ તો અડાય જ નહીં. દારૂ તો અડે ને, એટલે મહીં આખાય બધા પાપના જ બધા પરમાણુ ભેગા થઈ જાય છે અને મારી મેલે માણસને ચિંતા કરાવી કરાવીને, ઉપાધિ કરાવીને.

**પ્રશ્નકર્તા :** મગજ ઉપર અસર થાય છે એનાથી.

**દાદાશ્રી :** થાય ને, એની બહુ અસર થાય એ તો. એટલે દારૂ

છૂટતો નથી એનું કારણ શું ? તે એ જ છે ને ! કારણ કે શરીરના પરમાણુઓ એવા થઈ જાય છે. વ્યસન પછી છૂટી શકે નહીં, માટે એમાં પેસવું નહીં.

**પ્રશ્નકર્તા :** આ દારૂ પીધાથી જે બધું ડૅમેજ (નુકસાન) થયું હોય મગજને, મગજના પરમાણુઓને જે ડૅમેજ થઈ ગયું હોય, તે ડૅમેજ ફરીથી રિબિલ્ટ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** જે એનો ઘા પડ્યો તે સમો કેવી રીતે થાય એ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ કંઈ રસ્તો જ નથી એનો. એ તો ટાઈમ જ પસાર થશે તેમ તેમ એ થશે. પીધા વગરનો ટાઈમ જશે ને પસાર થશે, તેમ તેમ એ બધું ખુલ્લું થતું જશે. એકદમ ના થાય.

## છૂટી ગયા પછીયે 'સારો છે' એવું બોલાય નહીં

પીવાનું બંધ કરી દીધું છે ને ? હવે એને કરવાનું શું, કે 'દારૂ પીવો એ ખરાબ છે', એવું કાયમ બોલવું.

**પ્રશ્નકર્તા :** અચ્છા, બંધ કર્યા પછીયે બોલવું.

**દાદાશ્રી :** પછીયે બોલવાનું. 'સારો છે' એવું કોઈ દહાડો ના બોલીશ. નહીં તો ફરી એની અસર થશે પછી. 'સારી વસ્તુ છે' એવું ક્યારેય માનશો નહીં. એ તો ભયંકર દુઃખદાયી ! દારૂ કેમ પીવાય ?

**પ્રશ્નકર્તા :** દારૂ પીવે ને માંસાહાર કરે તો આવરણો બધા ઊભા થાય. એ આવરણો હવે ઊભા નહીં થાય ને, આ બધું બંધ કર્યું એટલે !

**દાદાશ્રી :** ના થાય ને !

**પ્રશ્નકર્તા :** એ મોટો ફાયદો થઈ ગયો ને ?

**દાદાશ્રી :** હં.

❖❖❖❖❖

# [૫.૨]
# અન્ય વ્યસનોમાંથી છૂટવાના ઉપાય

## વ્યસન છોડવા શક્તિ માગવી ને ભાવના ફેરવવી

**પ્રશ્નકર્તા :** સિગરેટ છોડવાને માટે શું કરવું ?

**દાદાશ્રી :** બીજું બહુ છોડવાનું છે, આની હમણાં ચિંતા ના કરો સિગરેટની.

**પ્રશ્નકર્તા :** પણ એમાં તકલીફ થાય છે.

**દાદાશ્રી :** અમે કરી આપીશું તમને. એ એકદમ ઉતાવળ ના કરશો, નહીં તો પાછી એ બૅક મારશે (ફરી આવશે).

સિગરેટ પીધી એ પૂર્વજન્મના આધારે, પણ તમારે મનમાં ભાવ કરવો જોઈએ, કે આ પીવી ના જોઈએ. સિગરેટ પીવાઈ ગઈ એ પૂર્વજન્મના આધારે. તમારે ના પીવી હોય તોય સંજોગો એવા થઈ જાય કે પીવાઈ જાય. એટલે તમારે ભાવ કરવો જોઈએ, કે આ પીવી ના જોઈએ, તો આવતો ભવ પીધા વગરનો થશે. પૂર્વભવમાં ભાવના કરી છે, તેથી આ પીવાય છે, પણ હવે ફરી નવેસર ભાવના ફેરવી નાખે તો ફરી શકે એમ છે. કેવું છે ? છોડવાની આપણે ભાવના કરી શકીએ. છોડી શકીએ કે ના છોડી શકીએ એ જુદી વસ્તુ છે. આજે ભાવના કરીએ તો આગળ ઉપર એનું ફળ આવે.

કળિયુગ છે આ તો. સહુ સહુના શક્તિ પ્રમાણે આચરણ-આચાર સારા-ખોટા હોય. આચાર મહીં મનથી બગડેલા જ છે બધા. હવે સુધારો. બગડ્યું એ ગયું. નવેસરથી સુધારો. એટલે હવે એના પશ્ચાત્તાપ કરો બધાના. આ પ્રમાણે શક્તિ રોજ માગો.

હવે બોલ્યા કરજો, કે 'દાદા ભગવાન, મને સિગરેટ છોડવાની શક્તિ આપો.' એવું બોલ્યા કરજો. એટલે એની શક્તિ અપાઈ ગઈ હશે ત્યાર પછી અમે વિધિ કરી આપીશું. થોડી શક્તિ માગવાની.

## 'અસીમ જય જયકાર'નો ઉપાય

**પ્રશ્નકર્તા :** બીજો કોઈ રસ્તો બતાડો.

**દાદાશ્રી :** 'દાદા ભગવાનના અસીમ જય જયકાર' બોલવાનું શરૂ કરો એક વાર. પછી ધીમે ધીમે મન મજબૂત થશે. પછી આપણે કરીશું વિધિ.

તને આ 'દાદા ભગવાનના અસીમ જય જયકાર' બોલવાનું ગમશે ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા, ચોક્કસ ગમશે.

**દાદાશ્રી :** ગમે ત્યાં આગળ, તારે રૂમમાં બેઠા બેઠા થોડી વાર બોલવું. આઠ મિનિટથી ઓછું નહીં. કેટલું ?

**પ્રશ્નકર્તા :** આઠ મિનિટથી ઓછું નહીં બોલવાનું.

**દાદાશ્રી :** એનાથી વધારે બોલાય તો સારું. ટાઈમ મળે તો ઠીક છે, નહીં તો આઠ મિનિટ તો બોલવું જ. એ તને હેલ્પ કરશે બધું. અંદર વિટામિન છે આ.

**પ્રશ્નકર્તા :** હા, દાદા, વિટામિન છે.

## ટેકો આપનાર ને ટેકો પાડનારેય આપણે જ

**દાદાશ્રી :** તમે સિગરેટ-બિગરેટ પીઓ છો કે ? સિગરેટ-ચા નહીં ?

**પ્રશ્નકર્તા :** ખરું. સિગરેટ ઓછી, પણ ચા પીઈએ. ચાનું તો વ્યસન છે અને ખૂબ વધી ગયું છે.

**દાદાશ્રી :** પણ એની ઉપર પ્રેમ ખરો કે નહીં ? એય ગમે ખરું ને ?

**પ્રશ્નકર્તા :** ગમે તો ખરું જ. ચા તો પીવાની ગમે. ગમતી હોય ત્યાં શું કરવું, દાદા ?

**દાદાશ્રી :** હા, એ તો ગમે. પણ જ્યારે ના ભાવે એવી બનેલી આવે ને, ત્યારે મનમાં એમ થાય કે બળી, આ ચામાં કશું ભલીવાર નથી, પીધી જ ના હોય તો સારી. ત્યાર પછી અભિપ્રાય બદલાતો જાય. અભિપ્રાય બદલાતો બદલાતો શૂન્ય થઈ જાય. આ તો અભિપ્રાયથી જ ઊભું રહ્યું છે બધું. આપણે જ ટેકો આપનાર ને ટેકો પાડનારેય આપણે. તેમ છતાં આની પર બહુ પ્રયોગો ના કરવા. આવી આ રોજની જરૂરિયાત વસ્તુ છે ને, એની ઉપર પ્રયોગ ના કરવા. કારણ કે આ બહુ નુકસાનકારક નહીં ને ! બીજા પ્રયોગ બધા બહુ બાકી છે. ચા તો જરાક ઠીક છે, મનને જરા મોજ કરાવડાવે. ઘડી વાર સવારના પહોરમાં ને બપોરે મોજ કરાવે. 'સારી' કહી કે વળગે. 'નઠારી' કહી કે નાસે.

**પ્રશ્નકર્તા :** 'નઠારી છે', એમ કહેવું જોઈએ.

**દાદાશ્રી :** નઠારી એવું નહીં, 'મને ભાવતી નથી' એમ બોલે ને, એટલે ના ભાવતી થઈ જાય પછી.

## ચા રાખજો, સિગરેટ-દારૂ બંધ કરી દેજો

પણ 'મને ભાવતી નથી' એવું જો રોજ કહીએ તો તો પછી એ ચા છૂટી જાય. એવું છે ને, બધું છોડીને શું કાઢવાનું ? આ કંઈ બહુ નુકસાનકારક નથી. એટલે ઉશ્કેરાટ કરાવડાવે, બીજું કશું નહીં. મારે બહારગામ જવું હોય ત્યારે મારે ગાડીઓ પૂરતું આ દોડધામ કરવું પડે ને, ત્યારે ચા પી લઉં તો ઉશ્કેરાટ રહે. જ્યાં ઉશ્કેરાટ તારે જરૂર હોય ત્યાં ઉશ્કેરાટ કરવો. પણ પેલી કુટેવોમાં ના જશો. સિગરેટ છે, દારૂ છે, એ કુટેવોમાં ના જશો. જેને હોય તો ધીમે ધીમે બંધ કરી દેજો.

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** બાકી ચા જેવી વસ્તુ રાખજો. કારણ કે સંસારમાં રહેવાનું ને, ઈન્ટૉક્સિકેશન જોઈએ થોડું. એટલે આ રહે ને બીજી ખરાબ વસ્તુઓ કાઢી નાખવી.

## ટેવ હોય અને જાય તો ખરી કમાણી કરી

**પ્રશ્નકર્તા :** દાદા, મને તો નાનપણથી જ ચાની ટેવ નથી.

**દાદાશ્રી :** પચાસ વર્ષ સુધી ચાની ટેવ હોય, ગમે તેની ટેવ હોય અને પછી ના હોય, તેને ભગવાન જમે કરે છે.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું, એ કેવી રીતે ?

**દાદાશ્રી :** પેલું તો કમાણી લઈને જ આવેલા છે.

**પ્રશ્નકર્તા :** ટેવ ન હોય તે તો કમાણી લઈને જ આવેલા છે.

**દાદાશ્રી :** હં, એમાં શું ફાયદો કર્યો ? કમાણી તો ક્યારે કરી કહેવાય ? અહીંયા આવ્યા પછી જાય ત્યારે. તમને સમજાયું ને ?

**પ્રશ્નકર્તા :** નથી સમજાયું, દાદા. એ વાત સમજાવો ને !

**દાદાશ્રી :** સમજાવું ત્યારે. બીડી પીનારો માણસ કહે, કે 'સાહેબ, હું કોઈ દહાડો દારૂ નથી પીતો.' તો તે શું કે તે માલ લઈને આવ્યો છે, તેમાં શું ? અહીં હોય અને જાય ત્યારે ખરું. એમાં ફેર નહીં ?

**પ્રશ્નકર્તા :** ઘણો ફેર, દાદા.

**દાદાશ્રી :** હં.

## કોઈ વસ્તુનો આગ્રહ-દુરાગ્રહ ન હોવો ઘટે

કોઈ ચીજ ના ખાતા હો કે ના પીતા હો તે બહુ સારી વાત છે, પણ તેની પાછળ હઠાગ્રહ કે દુરાગ્રહ ના હોવો ઘટે. અહીં અમારે ત્યાં ચા આવે તે કેટલાક મહાત્મા કહે, 'હું બિલકુલ ચાને અડ્યો જ નથી.

પીતો જ નથી.' તે દુરાગ્રહ છોડાવવા અમે કહીએ, કે 'સહેજ પ્રસાદી લઈ લ્યો.' કોઈ પણ ચીજવસ્તુનો આગ્રહ કે દુરાગ્રહ ના હોવો ઘટે. વસ્તુ છોડી દેવાની ખરી પણ આગ્રહ-દુરાગ્રહ ના હોવો ઘટે.

❖❖❖❖❖

# ખંડ : ૨
# વ્યસનથી છૂટવા
# વૈજ્ઞાનિક સમજણ અને ઉપાય

## [૧]

## વ્યસનોથી છૂટવા 'ચાર સ્ટેપ'નો અનોખો રસ્તો

### સ્ટેપ ૧ : 'ખોટું છે' એ જ્ઞાન હાજર રાખવું

### ન છૂટે તોય, 'ખોટું છે' એવું જ્ઞાન નિરંતર રહેવું જોઈએ

**પ્રશ્નકર્તા :** મને સિગરેટ પીવાની ખરાબ ટેવ છે, એ સિગરેટ મારી છૂટે છે ને ફરી પાછી આવી જાય છે, તો કાયમ છૂટે એવો કોઈ પદ્ધતિસરનો ઉપાય બતાવો ને !

**દાદાશ્રી :** એ એને તું એવું રાખજે, કે આ ખોટી છે, ખરાબ વસ્તુ છે, એટલે છૂટી જશે.

**પ્રશ્નકર્તા :** હા. દાદા, મને જ્ઞાન હોય, કે આ હું કરું છું તે ખોટું કરી રહ્યો છું, મને ગમતું પણ ન હોય, પણ છતાંય તે છૂટતું ના હોય, તો શું કરવાનું ?

**દાદાશ્રી :** છૂટાતું નથી, તેનો સવાલ નથી. હંમેશાં 'આ વસ્તુ ખોટી છે', એ માન્યા કરજે. અને એ ના છૂટે તો મનમાં 'આ ખોટું છે' એવો

ખ્યાલ નિરંતર રહેવો જોઈએ. એ ખોટું છે, એ જ્ઞાન નિરંતર, એક ક્ષણ વાર જવું ન જોઈએ.

**પ્રશ્નકર્તા :** નિરંતર રહેવું જોઈએ જ્ઞાન, કે આ ખોટું છે, ખોટું છે, ખોટું છે.

**દાદાશ્રી :** તે આ જ્ઞાન સમજો, કે 'આ ખોટું છે', ત્યારથી એ ગાંઠો છેદી નાખે. 'આ મારું અહિતકારી છે' એવું એને સમજાય, એવું જ્ઞાન એને પ્રાપ્ત થાય તો. જ્ઞાન એકલો જ પ્રકાશ છે આ જગતમાં. એવું જ્ઞાન એને પ્રાપ્ત થાય, તો એ છેદી નાખે.

## સ્ટેપ ૨ : કઈ રીતે 'ખોટું છે' એની વિગત ભેગી કરવી

### પહેલા સમજમાં છૂટે પછી કાળક્રમે એક્ઝેક્ટ છૂટે

**પ્રશ્નકર્તા :** આ સિગરેટનું વ્યસન ખોટું છે, એવું નિરંતર સમજમાં રહ્યા જ કરે તો છૂટી જાય ખરી ?

**દાદાશ્રી :** એ સમજથી છૂટી જાય ખરી. સમજથી છૂટી જવું એટલે શું ? સમજથી સમજમાં છૂટી જવું. એક્ઝેક્ટ (વર્તનથી) છૂટી નથી ગયું એ.

**પ્રશ્નકર્તા :** સમજથી સમજમાં છૂટી ગયું.

**દાદાશ્રી :** પછી એક્ઝેક્ટ છૂટતા વાર લાગે, ટાઈમ લે. પહેલું સમજથી સમજમાં છૂટી જવું જોઈએ, ત્યાર પછી એક્ઝેક્ટ છૂટે.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એ થાય, કે જો સમજણ બરોબર દૃઢ થઈ જાય, તો અમલમાં શક્યતા...

**દાદાશ્રી :** બસ, પછી આવ્યા વગર રહેશે નહીં. છૂટકો જ નહીં. સમજણ એ ઍક્ચુઅલ, ઍક્ચુઅલી થયું એનું નામ જ અમલ. અમલમાં લાવવું પડે નહીં, અમલમાં આવે જ !

બે બૉટલો પડી છે, આવડી આવડી. બન્નેમાં સફેદ પાવડર છે; એકમાં વિટામિન છે અને એકમાં પૉઈઝન છે. પૉઈઝન ઉપર પૉઈઝન

લખેલું છે, વિટામિન ઉપર વિટામિન લખેલું છે, પણ બન્ને સફેદ પાવડર છે. હવે ફાધરને વિટામિન લેતા દીઠા હોય, તે છોકરું જાણે કે લાવ, હું પણ આ ફાધરની સાથે ચાખું એ. હવે એ છે તે એને બદલે પૉઈઝન લઈ લે. લઈ લે કે ના લઈ લે ?

**પ્રશ્નકર્તા :** લઈ લે.

**દાદાશ્રી :** બેઉ સફેદ, સરખું દેખાય, વાંચતા આવડતું નથી. ત્યારે કહે, આને હવે શું કરવું જોઈએ એના બાપે ? કે 'ભઈ, જો આ શીશીમાંથી લઈશ તો તું મરી જઈશ.' તે 'મરી જઈશ' કહેવાથી એને જ્ઞાન થઈ ગયું એવું નથી. કહ્યું માટે થઈ ગયું એને જ્ઞાન ? પછી એ છોકરો પૂછે, 'પપ્પાજી, મરી જઈશ એટલે શું ? કયે ગામ જઈશ હું ?' ત્યારે કહે, 'પેલા કાકા આપણે હતા ને, તે મરી ગયા તે એમને ઠાઠડીમાં બાંધીને લઈ ગયા.' એટલે એના ખ્યાલમાં આવે, કે આવું કંઈક મરી ગયા છે એટલે પછી આવું લઈ જાય છે. એટલે એ જરાક સમજાય ને, તો પછી ના અડે એ. સમજણ ફિટ થાય પછી એ ના અડે. આ સમજણ ફિટ નથી થઈ હજી. એનો કાળેય માગે છે પાછો. કાળેય હિસાબ માગે છે. જે પ્રતીતિમાં આવ્યું અને જે સમજણમાં આવ્યું તે વર્તનમાં અવશ્ય થવાનું છે એ નિર્વિવાદ છે.

## પ્રતીતિ બેસતા પ્રેમ ઘટે ને એના ગુણ-દોષ દેખાય

અમને અમુક વર્ષો સુધી બીડી પર ભાવ-પ્રેમ હતો. પછી નફો-નુકસાન સમજાયું ત્યારે બીડી પીવા યોગ્ય નથી એવું ભાન થયું, જ્ઞાન થયું, પરિણામમાં પ્રતીતિ બેઠી, કે એ પીવા યોગ્ય નથી. પ્રતીતિ બેઠા પછી બીડીના ગુણ-દોષ દેખાયા. પ્રતીતિ બેઠા પછી બીડીના ગુણ-દોષ આપણને પ્રગટ થાય, ત્યારે અનુભવ થાય. પહેલા તો પ્રેમ હતો ત્યાં સુધી ગુણ-દોષ દેખાતા જ નહોતા ને ! ઉધરસ આવી તે આ બીડીને લીધે આવી એવું નહીં, એ તો આવે ઉધરસ તો. આ બીડીને લીધે આમ થાય છે, તેમ થાય છે, એ બધા બીડીના ગુણ-દોષ છે તે દેખાતા જાય. જ્યારથી આપણો એના પ્રત્યે પ્રેમ ઘટી જાય, એટલે ગુણ-દોષ દેખાવાના

શરૂ થાય. અને જ્યાં આપણો પ્રેમ હોય ત્યાં અવગુણ, દોષ હોય તોય ખબર ના પડે. તમને જેની પર પ્રેમ હશે ને, એનામાં દોષ હોય તો નહીં દેખાય તમને. પણ પ્રેમ ઘટી જાય છે ત્યારે ખરેખરા દોષ દેખાય છે. તે બીડી પરનો પ્રેમ ખસી ગયો, એટલે દોષ ખરેખરા દેખાવા માંડ્યા રોજ રોજ. તે અનુભવ થતા ગયા.

## સ્ટેપ ૩ : ઊંધા વર્તન સામે પશ્ચાત્તાપ કરવો ને શક્તિ માગવી

### પ્રતિક્રમણથી અભિપ્રાય ફરે ને વ્યસનનો અંત આવે

**પ્રશ્નકર્તા :** આ ચંદુભાઈ તમાકુ ખાય છે અને સાથે ભાવ પણ કરે છે કે આ ખોટું છે, પણ તોય એનાથી ખવાય છે, તો તેના માટે બીજું શું કરવું ?

**દાદાશ્રી :** આ ખાય છે એને છે તે પ્રતિક્રમણ કરાવો.

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ કરાવવાનું.

**દાદાશ્રી :** હં. થઈ રહ્યું છે તે ઈટ હેપન્સ થઈ રહ્યું છે, એના પ્રતિક્રમણ કરો, કહીએ. કારણ કે એ પ્રતિક્રમણનો શું અર્થ અહીં આગળ થાય ?

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ એટલે મારાથી પ્રકૃતિના કારણે કર્મ તો થઈ જાય છે, પણ એનો મને પસ્તાવો છે, મારે છોડવું છે, એ જાતનું.

**દાદાશ્રી :** હા, પસ્તાવો થયો, પણ પ્રતિક્રમણનો અર્થ શું ? પોતે તમાકુ ખાય છે, એ અભિપ્રાયથી વિરુદ્ધ ચાલ્યો. અભિપ્રાય છૂટી ગયો એનો.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય બદલાયા સિવાય પ્રતિક્રમણ થાય જ નહીં !

**દાદાશ્રી :** અભિપ્રાય બદલાયા સિવાય પ્રતિક્રમણ કરી શકે નહીં. એટલે ઝીણવટથી સમજે તો કામ કાઢી નાખે એવું છે. આ તો આ પ્રતિક્રમણનું શા માટે મેં મૂકેલું, કે નહીં તો અભિપ્રાયથી છૂટશો નહીં.

પ્રતિક્રમણ કર્યું એટલે અભિપ્રાયની સામા થઈ ગયા. એ અભિપ્રાય અમારો નથી હવે. અને નહીં તો અભિપ્રાય મોળો રહી જશે. ખરેખર પ્રતિક્રમણ કરવાની જરૂર જ નથી આ વિજ્ઞાનમાં. ફક્ત આ એટલા જ માટે મૂકેલું કે નહીં તો અભિપ્રાય એક જ રહેશે, કે કશો વાંધો નહીં.

આપણો અભિપ્રાય ફર્યો, એટલે એનું આયુષ્ય આવી રહેવાની તૈયારી થઈ. અભિપ્રાયથી આ જીવતું રહ્યું છે.

## અભિપ્રાય ફર્યે છૂટી જ જાય

એક માણસ બીડી કે સિગરેટ પીતો હોય, તે પહેલા શરૂઆતમાં તો મજબૂત થઈ જાય એની એ ટેવ. અને ત્યાં સુધી એને સારુંય લાગે આ બાબતમાં. પણ પછી કંટાળે કે બળી, હવે આ છોડી દેવી છે. છોડી દેવી, છોડી દેવી કરે, હવે ત્યારથી એનો અભિપ્રાય ફર્યો એ. શું થયું ?

**પ્રશ્નકર્તા :** એનો અભિપ્રાય ફર્યો, માન્યતા બદલી.

**દાદાશ્રી :** એનો અભિપ્રાય ફર્યો. અભિપ્રાય એક થવાથી એને એ ટેવ પડી ગઈ. હવે અભિપ્રાય તો ફર્યો એનો, એટલે છૂટી જવાની એ વાત નક્કી. પણ અજ્ઞાનતા છે ને, એટલે ફરી પાછો બંધાઈ જાય છે, અભિપ્રાય ફરે છે તોય. હવે એ અભિપ્રાય ફર્યો ત્યારથી આપણે શું કરવું પડે ? પછી રિઍક્શન એકલું જ રહ્યું. હવે ઍક્શન નહીં થવાનું. રિઍક્શન એકલું રહ્યું છે, તે ઍક્શન નહીં કરે એટલે પછી પૂરું થઈ જશે. અભિપ્રાય ફર્યે છૂટી જ ગયેલું છે. લોકો અભિપ્રાય છોડાવે નહીં. હું અભિપ્રાય જ ફેરવું છું. બીજું કંઈ મારે તારા કાર્ય નથી ફેરવવા. તારો અભિપ્રાય ફેરવું છું.

## પશ્ચાત્તાપ ને શક્તિ માગવાથી કરારો છૂટા થાય

સમજાય છે ને તને ? સમજાયું કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** હવે બીજું છે તે નવ કલમો બોલો. એક જણને મેં નવ કલમો લખી આપી, કાગળિયા ઉપર. અને પછી એ બીડીઓ બહુ

પીતો'તો. તે બીડીની કલમ લખી આપી, દસમી કલમ, બીડીની.

**પ્રશ્નકર્તા :** બીડીની !

**દાદાશ્રી :** એ બીડી પીધી, પિવડાવી, પીતા પ્રત્યે અનુમોદી તેની ક્ષમા માગું છું, એ બધું લાંબું લખી આપ્યું. મેં કહ્યું, 'હવે રોજ આ દસ કલમો બોલજે, તેમાં આ દસમી છે ને, તે રોજ પચ્ચીસ-પચ્ચીસ, ત્રીસ-ત્રીસ વખત બોલજે.' તે બે મહિનામાં છૂટી ગઈ.

કોઈ બીડીઓ પીતો હોય, ના ગમતું હોય, છૂટતી ના હોય, તો દાદા ભગવાન પાસે શક્તિ માગ માગ કરવાની. બીડી ભલે પીવે પણ શક્તિ માગ માગ કરવાની. બીડી એના ટાઈમે ખરી પડશે, આ બોલશે ત્યાંથી. એનો ટાઈમ આવે એટલે એ સ્ટેશને ઊતરી જ જશે. આ બોલવાની જરૂર.

એ દારૂ પીતો હોય ને, તે નવ કલમમાં દસમી કલમ મૂકે, કે 'આ અત્યાર સુધી મેં પીધો, પિવડાવ્યો, પીતા પ્રત્યે અનુમોદ્યો તેની ક્ષમા માગું છું, હવે નહીં પીઉં', એવું એ રોજ બોલ્યા કરે ને, તો એ ખલાસ થઈ જાય ! પીતો હોય તોય ખલાસ થઈ જાય ! દારૂ પીતો હોય, બીજું કરતો હોય, ઊંધું-છતું કરતો હોય, તો પણ આ શક્તિ માગ માગ કરે અને પસ્તાવો જો કરે કે અત્યાર સુધી આ દારૂ પીધો તેનો પશ્ચાત્તાપ કરું છું. હવે ન પીવાની મને શક્તિ આપો. છતાં પીવે, પણ શક્તિ માગ્યા કરવાની.

આ જેટલી વસ્તુઓ આ અવતારે ભોગવી રહ્યા છો, એ આ કરાર પૂરા ન થાય ત્યાં સુધી છૂટકો નહીં થાય તમારો. બધું કરાર કરીને લાવેલા છો.

**પ્રશ્નકર્તા :** દાદાનો હુક્કા સાથે કેટલા વર્ષનો કરાર હતો ?

**દાદાશ્રી :** ઓહો, પંચાવન વર્ષ સુધી મારે હુક્કો ખસતો નહોતો. હુક્કો, બીડી અને સિગરેટ, તે પંચાવન વર્ષ સુધી ફ્રેન્ડશિપ છોડતા નહોતા. આ હુક્કો પીતા જઈએ અને બોલતા જઈએ કે 'ના પીવાય, ના પિવડાવાય ને પીતા પ્રત્યે ન અનુમોદાય તેવી શક્તિ આપો.' તો એનાથી

કરારો છૂટા થાય, નહીં તો પુદ્ગલનો સ્વભાવ ગુલાંટ મારવાનો છે. એટલે આ ભાવના ભાવવાની.

## જલદી આંટા ઉકેલવા, બોલો 'આમ' લાખ વાર

**પ્રશ્નકર્તા :** દાદા, આ વ્યસન ખોટું છે એવું રાખતો'તો, પણ જાણતો નહોતો કે આવી રીતે શક્તિ માગવાથી વ્યસન જલદી જાય.

**દાદાશ્રી :** એ તો જ્યારે પાછળ પડે ત્યારે જાય.

**પ્રશ્નકર્તા :** પાછળ પડે એટલે શું ?

**દાદાશ્રી :** પાછળ પડે એટલે આપણા ઘરમાં સાપ પેસી ગયો હોય, તો આપણે 'ખોટું છે' એટલું જાણીને સૂઈ ગયા તો ચાલે ?

**પ્રશ્નકર્તા :** ના ચાલે. એટલે સરખામણી કરે, કે ટેવ પહેલા આવી દશા હતી અને ટેવ પછી આવી દશા ઊભી થઈ છે ?

**દાદાશ્રી :** હવે કાઢ એ ટેવને, જે રીતે નીકળે તે રીતે. એ જેટલા આંટા માર્યા હોય એટલા આંટા પાછા ઊંધા ફરે ત્યારે છૂટી જાય. સિગરેટ તે આમ મૂકીને, 'હવે આ સિગરેટ મારે પીવી નથી, આ મારે પીવી નથી', એવું લાખ વખત બોલો.

**પ્રશ્નકર્તા :** હા, દાદાજી.

**દાદાશ્રી :** એની મેળે છૂટી જશે. 'મને ગમે છે' એમ કરીને પૈણ્યા, 'નથી ગમતી' કરીને છૂટી જાઓ હવે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** પાંચ-દસ દહાડામાં થઈને લાખેક વખત બોલી જવું જોઈએ. અને એક-એક કલાક નિરાંતે બેસીને. દહાડામાં એક કલાક કે સાંજે બે કલાક, એમ બે કલાક પણ બેસીને કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદાજી, એવી રીતે કોઈ પણ વ્યસન વિરુદ્ધ લાખ વાર બોલવાથી છૂટી જાય, સામે મૂકીને કર્યું હોય તો ?

**દાદાશ્રી :** બધુંય છૂટી જાય એવી રીતના !

**પ્રશ્નકર્તા :** લાખ વાર બોલવાનું, બરોબર ?

**દાદાશ્રી :** હા... એ માંહ્યરામાં બેઠો અને 'મારી' કહી ત્યાંથી આંટો વાગ્યો. તે દસ વર્ષથી આંટા માર માર કર્યા 'મારી, મારી' કરીને. એનું રડેય પેલો. માંહ્યરા પહેલા તો સગાઈયે નહોતી.

**પ્રશ્નકર્તા :** હં, ખરી વાત છે.

**દાદાશ્રી :** અને પછી આપણે કહીએ, કે 'ન્હોય મારી, ન્હોય મારી' બોલ, તો છૂટી જાય બળ્યું.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ કુટેવ હોય તેય જતી રહે ?

**દાદાશ્રી :** 'મારી'થી બંધાઈ ને 'ના મારી'થી છૂટી જાય. જરા વધારે જોર હોય તો વધારે વખત બોલવું પડે, પણ છેવટે છૂટી જાય. રસ્તો જ એ ને બળ્યો આ ! આ જગત સાયકૉલોજી ઈફેક્ટ જ છે ખાલી. જેટલા આંટા માર્યા હતા આ બાજુના, એટલા આંટા આ બાજુના વાગે એટલે તરત ઊકલી જાય બધું. આંટા ઉપર આધાર રાખે છે. કેટલાક માણસ હમણે કહે ને હમણે તરત છૂટી જાય. આંટા થોડાક હોય, બે-ચાર-પાંચ હોય તો તરત છૂટી જાય એ.

દેખાડજો જેને આ સિગરેટ છોડવી હોય તેને. પણ આપણું આ જ્ઞાન લીધેલું હોય તેને હં, બીજાને ના કહેવાય. બીજાને કંઈ કામ ના આપે.

**પ્રશ્નકર્તા :** હા, દાદાજી.

## સ્ટેપ ૪ : ઉપરાણું ક્યારેય ન લેવું

### છોડવું છે છતાં ઉપરાણાથી વીસ વર્ષનું આયુષ્ય વધારે

**પ્રશ્નકર્તા :** વ્યસન ખોટું છે એ સમજમાં હોય, શક્તિ માગતા હોઈએ, અને આંટા પણ ઉકેલતા હોઈએ છતાંય છૂટતું ના હોય તો ક્યાં ભૂલ થઈ જતી હોય છે, એના વિશે સમજાવશો ?

**દાદાશ્રી :** એ શું કરે છે ? બીડીને આયુષ્યદા (આવરદા) આપે છે. છોડવી છે ખરી બીડી, પણ આયુષ્ય વધારતો જાય છે પોતે. એક્સટેન્શન કરી આપતો જાય છે, વીસ વર્ષ વધારે. શી રીતે આયુષ્ય વધી જતું હશે ?

બે છે તે જૈનો હતા અને હું બેઠો'તો. ત્યાં એક જૈને પૂછ્યું મહારાજને, કે 'મહારાજ, આ છીંકણી તમે છોડી દો ને ! તમે છીંકણી છોડી દેતા હોય તો વહોરવા ના જવું પડે ને !' તો કહે, 'એનો કાંઈ વાંધો નથી. એ કંઈ ખાસ બહુ મોટી મહત્ત્વની વસ્તુ નથી.' આવું ના બોલાય. શાથી ના બોલાય ? કારણ કે એને રોજ મનમાં તો ઈચ્છા છે, કે ક્યારે છૂટે આ ભૂત ! એને શું ઈચ્છા હોય ? આ ભૂત ક્યારે છૂટે એવી તો ઈચ્છા હોય જ ! સાધુ થયો ને, એટલે ઈચ્છા ના હોય એવી છીંકણીની. પણ એ કહે, કે 'આ છીંકણીમાં કાંઈ વાંધો નહીં' એટલે વીસ વર્ષનું આયુષ્ય વધ્યું. આપને સમજમાં આવ્યું, હું શું કહેવા માગું છું ?

**પ્રશ્નકર્તા :** હા જી, વીસ વર્ષનું આયુષ્ય વધ્યું.

**દાદાશ્રી :** આયુષ્ય વધ્યું. એટલે ત્રણ વરસમાં એ છીંકણી છૂટી જાય એવી હતી, સહજભાવે, તેને બદલે ત્રેવીસ થયા. છીંકણી વીસ વર્ષ વધારે જીવે. માટે જે વસ્તુ જરૂર નથી ને, તેને નોધારી જ રાખો, નિરાધાર. ભગવાને શું કહ્યું છે ?

**પ્રશ્નકર્તા :** નોધારી રાખો.

**દાદાશ્રી :** એને ટેકો ના આપશો, કહે છે. લોકો આપે ખરા, 'છીંકણીનો કશો વાંધો નહીં' એમ કરીને ?

**પ્રશ્નકર્તા :** આપી દે.

**દાદાશ્રી :** ટેકો આપે, નહીં ? અલ્યા મૂઆ, પડવાની થઈ'તી, એ હવે જવાની થઈ, ત્યારહોરો તો મૂઓ ટેકો ફરી દીધો. હવે આવી ગૂંચ શી રીતે માણસથી નીકળી શકે ? ગૂંચો નીકળે નહીં ને આ શુક્કરવાર વળે નહીં ને શનિવાર કોઈ દહાડો થાય નહીં. શુક્કરવાર વળે તો શનિવાર

થાય ને ! અને શનિવાર થાય તો રવિવાર આવે, પણ શુક્કરવાર જ વળે નહીં ત્યાં આગળ પછી શું થાય તે ? એટલે એ કહેતા હોય કે 'છીંકણીનો વાંધો નહીં', ત્યાંથી આપણે ના સમજીએ, કે મહારાજે ટેકો દીધો. તમને સમજાય છે આ વાત ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બહુ ઝીણી વાતો છે આ બધી. જો આમ માણસ ટેકા દેવાના છોડી દે ને, તોય કેટલો બધો ફેર પડે !

## 'ખોટું છે' જાણ્યા પછી નથી લીધું અમે ઉપરાણું

પહેલા અમે બીડી પીતા'તા. હું સ્મોકિંગ કરતો હતો સિગરેટ-બીડી ને હુક્કો, તે એટલું ખ્યાલમાં આવી ગયેલું, કે આ ખોટી વસ્તુ છે. બીડી પીવી એ ખોટી વસ્તુ છે, તે એવું મેં લગભગ '૪૦ની સાલમાં જાણેલું, કે 'આ બહુ ખોટી વસ્તુ છે.' પણ તોય '૭૮ સુધી ખસતી નહોતી.

જ્યાં સુધી અણસમજણ હતી, ત્યાં સુધી કો'ક કહે, 'બીડીઓ ઓછી કરો ને !' હું કહું, 'બીડી તારું શું બગાડે છે, મૂઆ ? મારું બગાડતી હશે, તારું શું બગાડે છે ?' એ તો ઉધરસ થશે તો મને થશે, એના બાપનું શું જાય ? તે ઉપરાણું લેતો હતો. શું લેતો હતો ?

**પ્રશ્નકર્તા :** હં, ઉપરાણું.

**દાદાશ્રી :** ઉપરાણું. પછી મેં શોધખોળ કરેલી, કે જ્યારે ઉપરાણું લઈએ ને, ત્યારે એ વધારે મજબૂત થાય. પછી મને ખ્યાલ આવ્યો, અમુક ત્રીસેક વર્ષની ઉંમરે, કે આ બીડીનું ઉપરાણું લઈએ તો તો વધારે મજબૂત થશે. આપણે 'બીડી ખોટી છે' એવું જાણ્યું અને 'પીવા જેવી નથી' એય જાણ્યું, તો હવે કોઈ પણ જગ્યાએ 'ખોટી છે' એ જાહેર કરવી. કોઈ આને વાત કરવા જાય, અને 'ખરી છે કે ખોટી' એમ પૂછે, તો આપણે તરત કહી દેવું, 'ખોટી છે.' પણ મારી નબળાઈને લઈને પીવાય છે, આટલું જાહેર કરવું. તેટલું હું જાહેર કરતો હતો. એટલે એક્સટેન્શન ના મળે.

## હજારો માણસની વચ્ચે ખુલ્લી કરતા પોતાની નિર્બળતા

૧૯૫૮માં જ્યારે જ્ઞાન થયું, ત્યાર પછી બીડી માટે જે વિચાર આવ્યા, પછી આમ આટલું બધું માણસ બેઠું હોય અને કહે, કે 'શું જોઈને તમે ઉપદેશ આપો છો, તમે જાતે તો બીડી પીવો છો.' ત્યારે હું ત્યાં કહું, કે 'બીડી એ ખરાબ, ખોટી વસ્તુ છે અને એ અમારી નિર્બળતા છે.' એવું આટલા બધા માણસની રૂબરૂ કહેતો હું. શું કહેતો'તો ?

**પ્રશ્નકર્તા :** હં, નિર્બળતા છે અમારી.

**દાદાશ્રી :** ત્યાં હું 'કશો વાંધો નહીં' બોલું, તો બીડીનું આયુષ્ય વીસ વર્ષ વધે પાછું. કારણ કે બીડી મહીં સમજી જાય, કે આપણો અસીલ મળ્યો છે એ કાચો છે. એ 'વાંધો નહીં' કહીએ, એટલે મહીં એ બીડીની જે ગ્રંથિ છે એ જાણી જાય, 'કે આ ધણી જે આપણને કાઢવા ફરે છે, એ પોલો છે.' એટલે એનું આયુષ્ય વધી ગયું વીસ વર્ષ સુધી.

આ હુક્કા માટે અમે વીસ-પચ્ચીસ વર્ષથી બોલ્યા નથી, કે 'હુક્કામાં કાંઈ વાંધો નહીં.' નહીં તો આયુષ્ય વધે. આ 'કંઈ વાંધો નહીં' એવું કંઈક પહેલા તે બોલ્યા હોઈશું તેનું તો આ આટલું બધું આયુષ્ય રહ્યું. એટલે જગત આયુષ્ય વધારે ત્યારે અમે આયુષ્ય ના વધારીએ. જ્યારે મને હજારો માણસની રૂબરૂ કહે, કે 'આવડા મોટા થઈને બીડી પીઓ છો ?' હું કહું, કે 'ભઈ, મારી નબળાઈ છે બીડી પીવી તે.' એવું હું એક્સેપ્ટ કરું ત્યારે બીડી મહીં 'ધણી પોલો છે' એવું જાણી ના જાય. એટલે પેલી બીડી સમજી જાય, કે આપણું આયુષ્ય પૂરું થવા આવ્યું હવે. ઉપરાણું લઉં તો એ સમજે કે આયુષ્ય વધાર્યું, એક્સટેન્શન કરી આપ્યું. હું શું કહેવા માગું છું, આપને સમજણ પડી ?

**પ્રશ્નકર્તા :** હા, મને ખ્યાલ આવી ગયો. કારણ કે હું એમાંથી પસાર થઈ રહ્યો છું.

**દાદાશ્રી :** ઉપરાણું લઉં તો એક્સટેન્શન મળે. ઉપરાણું ના લઉં, એક ક્ષણ વાર ! કોઈ આડુંઅવળું પૂછે, આમ પૂછે તોય એનું ઉપરાણું નહીં લેવાનું. ખોટી વસ્તુને પોતે રક્ષણ કરે, તો ગુનો થાય.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** એટલે હું તો ખુલ્લું કરી દેતો'તો, કે 'બીડી પીઉં છું એ મારી નબળાઈ છે અને હું પણ જાણું છું.' ખુલ્લું કરવું જોઈએ. એવી રીતે આ જ્ઞાન પ્રગટ થયેલું બધું. આ પોલ મારવાથી ના થાય.

## અજ્ઞાનતાથી ઉપરાણું લઈ એક્સટેન્શન આપે

આપણા લોકો શું કરે છે ? એ જાણતો હોય, કે બીડી ખરાબ છે. રોજ કહેય ખરો, કે બીડી કોઈ દહાડો પીવા જેવી નથી. આ પીઉં છું તે જ ખોટું છે. દસ વર્ષ સુધી આવું 'બીડી ખરાબ છે' એવું માનતો હોય, પણ એક દહાડો કોઈ માણસ એમ કહે, કે 'આવું ખોટું શું કરવા કરો છો ?' તે ઘડીએ આપણે ઉપરાણું લઈએ, કે 'ના, એનો કશો વાંધો નહીં.' એ પાછું વીસ વર્ષ વધારે જીવે.

**પ્રશ્નકર્તા :** એક વાર પણ સપૉર્ટ કરીએ તો વીસ વર્ષ !

**દાદાશ્રી :** વીસ વર્ષ વધારે જીવે. એક્સટેન્શન આપ્યું, ટાઈમ એક્સટેન્શન થયું. અભિપ્રાય બદલાયો છતાં એક્સટેન્શન આપે છે. શેનાથી એક્સટેન્શન ? એ અજ્ઞાનતાથી એક્સટેન્શન આપે છે લોકો.

## રક્ષણ કરીને દલીલો હઉ કરે

હું એક્સટેન્શન નહોતો આપતો કોઈ વસ્તુને. મેં મારી રીત તમને સમજાવી ને, કે ભઈ, આવી રીતે આ વધે છે મહીં. રીત સમજવા જેવી ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** બરાબર, સમજવા જેવી, દાદા.

**દાદાશ્રી :** રીત સમજે નહીં તો પછી શું થાય તે ? આ તો ટેવ તો ગયા અવતારની છે, પણ આ નવું શું થયું તે ? અજ્ઞાનતાથી શું નુકસાન થયું ? ત્યારે કહે, ભયંકર નુકસાન થયું. આવતા ભવનો હિસાબ બાંધતો જાય. અને આમ છૂટે જ નહીં એ. કારણ, રક્ષણ કર્યું જ હોય. તમને નથી લાગતું રક્ષણ કરે ?

**પ્રશ્નકર્તા :** કરે.

**દાદાશ્રી :** તમે યાદ કરી જુઓ.

**પ્રશ્નકર્તા :** બહુ વાતો કરે, અંદર દલીલો કરે એ.

**દાદાશ્રી :** દલીલો કરે. હું તો રક્ષણ જ કરતો, દલીલ નહોતો કરતો, પણ તમે તો દલીલો હઉ કરો.

**પ્રશ્નકર્તા :** એના સપૉર્ટમાં બધી દલીલો લાવીને મૂકી દે, એટલે પછી એને પ્રોત્સાહન મળ્યા કરે.

**દાદાશ્રી :** હા, એટલે બીડી છૂટે નહીં પછી.

**પ્રશ્નકર્તા :** હા, કેટલાક પીતા પીતા એમ કહે છે, કે 'આઈ સ્મોક આઉટ માય મિઝરી. હું મારા દુઃખોને ધુમાડો કરી નાખું છું.'

**દાદાશ્રી :** હા, ધુમાવીને બધું ઉડાડી મેલે છે ને ! હવે એ બીડીનું રક્ષણ કરે છે. શું કરે છે ? બીડીને આયુષ્યદા આપે છે. હવે આ જગ્યાએ અહીં શું બોલવું જોઈએ, કે 'ભઈ, એ મારી નબળાઈ છે, એટલી નબળાઈ બાકી છે તે હું કાઢી નાખીશ હવે.' આ પાંસરા રહીને બોલવામાં વાંધો ખરો ? પણ પાંસરો રહેતો જ નથી, મૂઓ ! આડો જ મૂઓ છે, પહેલેથી જ આડા સ્વભાવનો. તે પછી એ બીડી પાંસરો કરે એને. ઉધરસ ખવડાવી ખવડાવીને ગોદા માર માર કરીને પાંસરો કરે. ત્યારે બીજું કોણ પાંસરું કરવા આવે તે ? એવું કોણ પાપ બાંધે ? હું શું કહેવા માગું છું એ તમને સમજાઈ ગયું ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** 'કશો વાંધો નહીં', કહે. દલીલ હઉ કરે, હં.

## બે બાજુ બોલે એટલે ગજસ્નાનવત્ થયું

આમ રોજ જાણતા હોય, કે આ ખોટી વસ્તુ છે, આ છોડવા જેવી છે પણ છૂટતી નથી. પાછું રોજ આમ છૂટતી નથી એમ બોલે. છોડવા

જેવી વસ્તુ છે એય બોલે. તમને લાગે છે વિરોધાભાસ આ બધું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ વિરોધાભાસ થયું કે એ લોકોને ફાવતું આવે. ના આવે ફાવતું ? ત્યારે મૂઆ, બે બાજુ ના બોલીશ. આ તો ગજસ્નાનવત્ થયું. હાથી છે તે ન્હાય ખરો મહીં પાણીમાં જઈને, પાછો બહાર આવીને ધૂળ ઉડાડે, મૂઓ ! ત્યારે મેલ મૂઆ, આમાં કાઢ્યું શું તે ? ન્હાયો શું તે ? એક કલાક ન્હાયો હોય આમ આમ ફેંકી ફેંકીને, આ શરીર મોટું એટલે કેટલી ડોલો ઉપર રેડે આમ કરી કરીને ? તે આમ પાણી સૂંઢમાં ભરી અને હડહડાટ રેડે, તે કેટલીક ડોલો પણ રેડવાની બળી ! તે કલાકમાં ન્હાયા પછી બહાર નીકળીને પાછો ધૂળ ફેંકે ઉપર હડહડાટ ! ત્યારે બોલો, એવી જ દશા છે આ લોકોની.

વીસ વર્ષનું એને એક્સટેન્શન આપે છે પોતે. અને આપણા લોકો એક્સટેન્શન આપવામાં એટલા બધા શૂરા છે, ગવર્મેન્ટેય આવું એક્સટેન્શન ના આપે. બહુ શૂરા, શૂરવીર લોકો (!) તમે તો કેટલાય એક્સટેન્શન આપ્યા હશે !

## આબરૂ ન જવા દેવા હારુ ઉપરાણું લે

આ તો એનું ઉપરાણું નહીં લેવાનું. કો'ક કહે, 'સિગરેટ છોડી દે ને !' ત્યારે કહે, 'ભઈ ના, એમાં શું વાંધો ? છોડવાની જરૂર નથી.' આ બચાવ કરે છે એ ઉપરાણું કહેવાય. પોતાનો બચાવ કરે છે તે ઉપરાણું ! તું ઉપરાણું ગમે તે લઈ લઉં. અપમાન થાય ત્યાં આગળેય તું એમ કહું કે 'ના, સિગરેટ પીવી જોઈએ.' કારણ કે માન સાચવે છે, પોતાનું અપમાન ના થાય એટલા માટે.

**પ્રશ્નકર્તા :** અહમ્ ન ઘવાય.

**દાદાશ્રી :** હા, અહમ્ ના ઘવાય. જુઓ તો ખરા, એક્સટેન્શન આપે છે અને પછી 'છૂટતું નથી', બૂમો પાડે છે.

મેં એક્સટેન્શન નહોતું આપ્યું તેથી આ બધું મારું વિલય થઈ ગયું. પહેલેથી જ એ કાયદો કર્યો, એક્સટેન્શન નહીં. કોઈ પણ સ્થિતિમાં, કોઈ અપમાન કરે, કે 'તમે તો નબળા મનના છો, બીડીઓ પીવો છો.' મેં કહ્યું, 'ભઈ હા, આ નબળા છીએ ત્યારે જ પીએ છીએ ને !' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** એક્સેપ્ટ કરી નાખ્યું.

**દાદાશ્રી :** એક્સેપ્ટ કરેલું, બધા મોટા મોટા માણસોની વચ્ચે કરેલું. કોઈ દહાડો ઉપરાણું નથી લીધું. અને તારે તો અંદરખાને કાઢી મેલવી છે. પણ આ બધામાં આબરૂ જાય, એટલા હારુ ઉપરાણું લઉં છું. તે મૂઆ, આબરૂ છે જ ક્યાં, તે વળી આબરૂ રાખવા જાય છે તું ? કહી દેવાની નિર્બળતા આપણી, કે 'ભઈ, આ તો નિર્બળતા છે જ મારામાં. આ તમે તો આજે દીઠી પણ મને તો કાયમ દેખાય છે.' નિર્બળતા ને સબળતા કોણ કહેવાનું ?

**પ્રશ્નકર્તા :** દાદા, મારે તો ઊલટું આબરૂ સાચવવા હું ઘરમાં જાહેર કરું કે બીડી નથી પીતો પણ સંડાસમાં જઈને પી લઉં છું.

**દાદાશ્રી :** છાનામાના સંડાસમાં પીવી તેના કરતાં જાહેરમાં પીવી, કારણ કે જાહેરમાં પીનારની આબરૂ તો દેખે કે કેવા માણસ છે ! તે આબરૂ જાહેરમાં બતાડવી. લોકો ચંદુભાઈની આબરૂ જોવા આવે તેના કરતાં આપણે જ બતાડી દઈએ આબરૂ, કહીએ કે બરકત કશી નથી.

## નબળાઈ જાહેર કરતા, મૂળ જગ્યાએ પહોંચાય

જો ઉપરાણું ના લે, તો એની મેળે આયુષ્ય ખરી પડે છે. છતાંય મારે તે બીડી-સિગરેટ જતી નહોતી. કારણ કે લાંબું બાંધેલું હોય તો લાંબું આયુષ્ય હોય.

**પ્રશ્નકર્તા :** એક્સટેન્શન ના આપે, એનું ઉપરાણું ના લે, તો એ ખરી પડવાની ટાઈમ લિમિટ ખરી કે ?

**દાદાશ્રી :** હા, ચોક્કસ. દરેક વસ્તુનો નિયમ હોય છે. એ ટાઈમ

લિમિટ હોય જ. આ તો આપણે એને એક્સટેન્શન આપી આપીને વધારી છે એની મુદત.

તું પી ને, પીવા માટે વાંધો નથી, પણ તું કહી દે જેમ છે એમ, કે 'આ પીવા જેવી ચીજ નથી. મારે પીવાની ઈચ્છાયે નથી, છતાં પીવાય છે આ.' અને હજાર માણસની વચ્ચે પબ્લિકમાં તારી આબરૂ લેતો હોય તોય કહી દે, કે 'ભઈ, આ મારી નબળાઈ છે.' જે પોતાની નબળાઈ જાહેર કરે છે, તે મૂળ જગ્યાએ પહોંચે છે. ખાનગીમાં તો હઉ કોઈ નબળાઈ જાહેર કરે.

## નબળાઈ છો રહી, 'નથી જોઈતી'નો નિશ્ચય રાખો કાયમ

**પ્રશ્નકર્તા :** ના પણ દાદા, એમાં એક વસ્તુ બને કે આપણે એમ કહીએ, કે આ મારી નબળાઈ છે, આ મારી નબળાઈ છે. પણ એ નબળાઈ ચાલુ જ રહેતી હોય છે.

**દાદાશ્રી :** હા, ચાલુ રહે જ. અને એ જાણે છે, જે નબળાઈ છે એને. પછી ?

**પ્રશ્નકર્તા :** એ નબળાઈ જવી જોઈએ ને ?

**દાદાશ્રી :** એ જવી જોઈએ, પણ એને માટે શું કંઈ અહીં છે તે ડૂબકી મારવી પેલામાં ?

**પ્રશ્નકર્તા :** તમે એક વખત કીધેલું, કે વિવેક વાપરવાની જરૂર. નબળાઈ નબળાઈ કરીને એને જસ્ટિફાય (બચાવ) કરવાની જરૂર નહીં.

**દાદાશ્રી :** હા, એ બરોબર છે. નબળાઈ નબળાઈ એ કરીને બચાવ કરવાની જરૂર નહીં. એવું છે, કે નબળાઈને માટે આપણે એ હોવું જોઈએ, કે આ મારે નબળાઈ રાખવી નથી. એ નિશ્ચય હોવો જોઈએ. અને પછી નબળાઈ રહે તે... જેમ ના ગમતી વસ્તુને બોલાવી લાવવી પડે છે આપણે ઘેર, પણ અંદરખાને નિરંતર ના ગમતું હોય. પણ બોલાવી લાવવું પડે છે એની પાછળ કોઝીઝ છે બધા. એ એક દહાડો બંધ થઈ જવાનું છે. એની

કોઈ વરિઝ રાખવા જેવી નથી. પણ એ ના ગમતી થઈ જવી જોઈએ, પ્રતીતિ બેસી જવી જોઈએ.

## જેને કાઢવું છે તે જ પાછો પ્રોટેક્શન કરે છે

દોષને દોષ જાણીશું અને એક્ઝેક્ટ પ્રતીતિ થશે ત્યારે નીકળશે.

**પ્રશ્નકર્તા :** દાદા, હવે પેલી સમજણ છે નહીં, એટલે દોષને દોષ જાણવાની પેલી શક્તિયે નથી એવી.

**દાદાશ્રી :** ના, એ સમજણ તો છે, પણ જ્યાં સુધી પેલું બીજું બધું છે ને પ્રોટેક્શન, ત્યાં સુધી સમજણ ન આવે. સમજણ તો મહીં અનંત શક્તિ છે, અનંત જ્ઞાન છે, પણ પ્રોટેક્શન-બોટેક્શન બધુંય ખરું ને હજુ તો !

**પ્રશ્નકર્તા :** આ રક્ષણ કોણ કરે છે, દાદા ? મહીંથી જે પ્રોટેક્શન કરે છે, એ કોણ કરે છે ?

**દાદાશ્રી :** પ્રોટેક્શન એ જ આ, જેને કાઢવું છે ને, તે જ કરે છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ કોને કાઢવું છે ને એ કોણ છે ?

**દાદાશ્રી :** જેને કાઢવું છે તે. અત્યારે કોણ આ કાઢવાનું કરે છે ?

**પ્રશ્નકર્તા :** એ અહંકાર, દાદા ?

**દાદાશ્રી :** એ જે કહો તે, જેને કાઢવું છે તે.

**પ્રશ્નકર્તા :** ના, તમે કહો ને, દાદા.

**દાદાશ્રી :** જેને ખૂંચે છે તે કાઢવા ફરે છે.

**પ્રશ્નકર્તા :** એ તો દાદા, મન જ એવું કહે ને !

**દાદાશ્રી :** એ જે કહો તે. મન કહો, અહંકાર કહો, જે કહો તે.

**પ્રશ્નકર્તા :** ના, એવું નહીં દાદા. એ આપ કહો ને, એ કોણ છે ?

**દાદાશ્રી :** જેને મોક્ષે જવું છે તે.

**પ્રશ્નકર્તા :** એ તો અહંકારને જ જવું છે. પેલો તો મુક્ત જ છે.

**દાદાશ્રી :** એ જેને જવું છે તે.

**પ્રશ્નકર્તા :** દાદા, મોક્ષે તો અહંકારને જ જવું છે ને ?

**દાદાશ્રી :** હા, એ જ તો. એ અહંકારની સ્થિતિ પહેલા છે તે જીવાત્માની સ્થિતિ હતી, અત્યારે અંતરાત્માની સ્થિતિ છે. અંતરાત્માને પરમાત્મા થવું છે. શુદ્ધાત્મા. પણ તે આ શી રીતે થાય ? પ્રોટેક્શન એનો એ જ કરનારો. જેને આ અત્યારે 'કાઢવું' એવું કહે છે ને, એનો એ જ પાછો પ્રોટેક્શન કરે.

**પ્રશ્નકર્તા :** એનું કારણ, દાદા ?

**દાદાશ્રી :** એનું કારણ, મનમાં એક જાતની સ્વચ્છંદતા ! જ્યારે કંટાળે ત્યારે 'કાઢવું છે', કહે અને પછી મહીં છે તે પાછો આમ મસ્તીમાં આવે તે ટાઈમે રક્ષણ કરે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે, દાદા. એવું જ છે.

**દાદાશ્રી :** પણ તું તો દરેક વખતે 'બરાબર' એવું કહે અને પાછો હતો તેનો તે રહું છું.

**પ્રશ્નકર્તા :** દાદા, આપ કહો છો ને, એટલે એ એવું જ દેખાય છે.

**દાદાશ્રી :** આ દોષ જવા માટે તો એકદમ સામાવાળિયા જ રહેવું જોઈએ. એ ગમે ત્યાં દેખાય ત્યાં આગળ. પ્રોટેક્શનથી જ બધું રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાપણાનો ખ્યાલ આવતો નથી, એનો મતલબ એવો થયો. એમાં પોતાપણાનો ખ્યાલ નથી આવતો એટલે પ્રોટેક્શન થાય.

**દાદાશ્રી :** હા, આવતો હોય તો તો કામ જ નીકળી જાય ને !

## પ્રોટેક્શન આપે એટલે ખોરાક આપે છે

પ્રોટેક્શન આપે એટલે ખોરાક આપે છે ને, તેથી એ બધા ઊભા રહ્યા છે. કાઢનારો ધણી જ જમાડે, પછી વાંધો જ શો તે ત્યાં રહેવાનો ? એ અમે જમાડ્યા નહીં, તે બધાય જતા રહ્યા. સિગરેટ, ચા-બા, સબ કુછ ચલે ગયે ! કોઈ રહ્યા નહીં. અને તું તો જમાડ જમાડ કરું છું, એટલે બધાય રહ્યા છે. બધું જમાડ જમાડ કરે છે. તે આવું જમાડેલું કે નહીં કોઈ દહાડોય ?

**પ્રશ્નકર્તા :** જમાડું હું.

**દાદાશ્રી :** તમને સમજણ પડી ને, આ આપણી પોતાની નબળાઈથી બધું ઊભું થાય છે જગત !

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** આ મોટામાં મોટી નબળાઈ.

**પ્રશ્નકર્તા :** જમણ આ દે છે તે.

**દાદાશ્રી :** લોકો કહે છે, અમારી આદતો કેમ છૂટતી નથી ? પણ જીવતું શું કરવા રાખો છો ? ફરી પાણી નહીં પાવાનું તે દહાડે. લોક તો ઊંધું બોલે. એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** બને છે, દાદા.

**દાદાશ્રી :** તેથી જ જીવતું રહ્યું છે.

## છૂટવાની તૈયારી થતી હોય ને કરી બેસે રક્ષણ

પેલું પોણા લાખ વખત સુધી 'મારે સિગરેટ પીવી નથી', એવું બોલ્યા હોય, અને પાછો એક જણ પૂછે, 'હં, તમારાથી સિગરેટ તો છૂટતી નથી.' ત્યારે કહે, 'ભઈ, એનો કશો વાંધો નહીં.' એ પાછી લાખેય પૂરી સાજી થઈ જાય. તે સજીવન થઈ જાય પાછું.

**પ્રશ્નકર્તા :** દાદાજી, સમજ ના પડી.

**દાદાશ્રી :** પોણો લાખ વખત તમે બોલ્યા હોય, હવે પછી છૂટવાની તૈયારી પચ્ચીસ હજાર વખત બોલે તો. ત્યારહોરું કો'ક કહેશે, કે 'આ સિગરેટ તો છૂટતું નથી, શાના ભગત થયા દાદાના તે ?' ત્યારે કહે, 'સિગરેટનો વાંધો નહીં.' 'વાંધો નહીં' કહેતાની સાથે એ બધું સજીવન થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** ના, પણ એવું નહીં કહીએ. અમે એમ કહેશું, કે અમે છોડવાની તૈયારીમાં જ છીએ, તો ?

**દાદાશ્રી :** હા, 'એ તો અમારી નબળાઈ જ છે.' એવું એકધારું બોલવું પડે. બેધારા બોલીએ તો ના ચાલે. ત્યાં એનું રક્ષણ કરીએ તો ચાલે નહીં. આપણી આબરૂ સાચવવા માટે એનું રક્ષણ થાય.

## 'ડિસ્ચાર્જ છે' એ જાણવાનું, કહેવાને માટે નથી

**પ્રશ્નકર્તા :** કોઈ વસ્તુ આપણે છોડવાની હોય અને એમ કહીએ કે આ નિકાલી જ છે, તો એ વસ્તુને પોષણ આપેલું જ કહેવાય ને ?

**દાદાશ્રી :** એ વસ્તુને પોષણ આપ્યું. નિકાલી કહેવામાં આપણું અપમાન ના થાય એટલા હારુ છે. અને પેલું તો આપણે કહીએ, કે ભઈ, આ નબળાઈ છે મારી. તો પેલું જીવતું ના થાય.

આ તો સિગરેટ પીતો હોય ને, તોય એવું કહેશે, 'મારે છોડી દેવી છે, છોડી દેવી છે', પણ કો'ક કહેશે, 'તમને અક્કલ નથી ? આ હજુ દાદાની પાસે જાવ છો તોય સિગરેટ પીવો છો !' ત્યારે કહે, 'તેનો કશો વાંધો નહીં, ડિસ્ચાર્જ છે ને !' એવું બોલે. પ્રોટેક્શન કરતો રહે. ડિસ્ચાર્જ કહે, બીજું કહે. એક બાજુ સિગરેટ પડવાની થઈ'તી, ત્યારહોરો પાછો મલમ ચોંટાડ્યો ! 'હં, એનો કાંઈ વાંધો નહીં. અને અમારે તો આ ડિસ્ચાર્જ', એવું ના બોલાય. 'અમારે આ ડિસ્ચાર્જ, પેલાને ચાર્જ', ના બોલાય ! ડિસ્ચાર્જ તો તમારે જાણવાનું છે, કે આ ડિસ્ચાર્જ છે અને આપણને હરકતકર્તા નથી. એ કહેવાને માટે નથી.

## જ્ઞાન પછી ચાર્જ નહીં પણ એક્સટેન્શન મળી જાય

એમાં એમ ના કહેવાય, કે 'બીડીમાં વાંધો નહીં. એ કંઈ ભૂલ નથી.' એ તો બીડીને પ્રોટેક્શન મળ્યું.

**પ્રશ્નકર્તા :** એમાંથી પાછું ચાર્જ થાય ને ?

**દાદાશ્રી :** ચાર્જ ના થાય. ચાર્જ તો ચાર્જ કરનારો જોઈએ. આમાં ચાર્જ ને ડિસ્ચાર્જ થતું નથી. એને એક્સટેન્શન મળી જાય છે. આ પાંચ માણસની રૂબરૂમાં તમને કહે તો તમારું શું જતું રહ્યું ? આપણે કહીએ કે 'ભઈ, બરોબર છે.' એક્ઝેક્ટ કહેવામાં વાંધો શો છે ? અને સંસાર વ્યવહારમાં કહેતા હોય તો જરા જોરેય પડે. અહીં તો અહંકાર ગયેલો છે, વાંધોય શો છે હવે ? તમને કેમ લાગે છે ? પણ તે મારું કહેવાનું, હવે શું કરવું ? એને જીવન આપો નહીં, ફરી એક્સટેન્શન ના આપો.

**પ્રશ્નકર્તા :** દાદા, એ એક્સટેન્શનનો બીજો અર્થ કે જે ડિસ્ચાર્જ થતું'તું, એ ડિસ્ચાર્જ રોકાઈ ગયું અને એનું જીવન વધ્યું.

**દાદાશ્રી :** એ જે કહો તે. પણ આ રીતે સમજ્યું હોય તો સારું. આ એક્સટેન્શન મળી ગયું, એ રીતે આમ સમજો તો સારું કહેવાય.

**પ્રશ્નકર્તા :** કારણ કે આ તો ડગલે ને પગલે લાગુ પડે છે ઘણી બાબતમાં.

**દાદાશ્રી :** લાગુ પડે છે પણ મારું કહેવાનું કે એને ફિટ કરી દેજો ને !

**પ્રશ્નકર્તા :** હા.

## ચા ભલે પીઓ પણ જાણી રાખો કે ખરાબ વસ્તુ છે

**દાદાશ્રી :** તમે શેનું ઉપરાણું લો છો, ચંદુભાઈ ?

**પ્રશ્નકર્તા :** ઉપરાણું નથી લેતા, પણ ચા-બા પીઈએ છીએ.

**દાદાશ્રી :** એ ચાનો મને વાંધો નથી. ચા પીઓ ને, દહાડામાં દસ કપ પીઓ. ચાનો વાંધો નથી, ઉપરાણું ના લો.

જાણી રાખવાનું કે 'ચાનું વ્યસન સારું નથી.' પહેલા છે તે 'ચા એ સારી વસ્તુ છે, પીવા જેવી છે', એ જ્ઞાન થયું એટલે બંધનમાં આવ્યા. પછી એવું જ્ઞાન થયું કે 'આ ચા એ ખરાબ વસ્તુ છે અને નુકસાનકારક છે.' એ જ્ઞાન થયું ત્યાર પછી એની મેળે ચા છૂટી જવાની છે. પણ છૂટવા માટે ટાઈમ લેશે. જેટલું પહેલું ઍક્શન આવ્યું છે ને, એટલું રિઍક્શન લેશે. એ પણ તમારે પાછું એ ચા છૂટતી નથી એનું શું કારણ છે, કે તમે એ જ્ઞાન જાણ્યા પછી તમારે એક નક્કી કરવું જોઈએ, કે 'આ ચાનું રક્ષણ હવે કરવું નથી ફરી.' તે ફરી તમે ચા પીતા હોય ત્યારે કોઈ કહે, કે ''તમે કહેતા'તા ને, ચા બહુ ખરાબ વસ્તુ છે, પણ તમે તો હજુ ટેસ્ટથી પીયા કરો છો.'' ત્યારે કહે, 'ભઈ, એ મારી નબળાઈ છે. બાકી એ પીવા જેવી તો નથી જ.' એટલે હજાર માણસની વચ્ચે એમ કહી દેવું પડે.

## ખરો રસ્તો ન જાણવાથી આખું જગત ફસાયું છે

તમે શું કરશો હવે ? શું કહો છો ?

**પ્રશ્નકર્તા :** બસ એમ જ, દાદા. નબળાઈને એક્સેપ્ટ કરી લેવાની.

**દાદાશ્રી :** હા, એક્સેપ્ટ કરવાનું. ખોટું છે એને ખોટું તો આપણે એક્સેપ્ટ જ કરવું જોઈએ. કહી દેવું જોઈએ, કે અમારી નબળાઈ છે. આવું ચોખ્ખું-ક્લિયર કરો ને, તો એનો એન્ડ આવશે. એટલે આ રસ્તો એનો. આ હું એકલો જ આવું બોલું છું, હોં. હું એકલો જ આ ખરો રસ્તો બતાવું છું. એ રસ્તો જાણતા નહીં હોવાથી આખું જગત ફસાયું છે. માર્ગ જુદો જ છે ને !

અમે કોઈ વસ્તુનું ઉપરાણું લીધું નથી. અને તમે ઉપરાણું લેતા હોય તો બંધ થઈ જજો. એક્સટેન્શન થાય છે એનાથી. દરેક સંયોગ વિયોગ સહિત જ હોય છે, પણ આ લોકો વિયોગને એક્સટેન્શન આપ્યા કરે છે. તેથી આ ઊભું રહ્યું છે. તે અમે કહીએ છીએ, કે અલ્યા, કાઢો ને આ રસ્તે... તેય રસ્તેસર નીકળશે આ બધું.

**પ્રશ્નકર્તા :** દાદા, આ વાત એવી સૂક્ષ્મ થાય છે, કે ક્યાંય...

**દાદાશ્રી :** હોઈ શકે નહીં. આ પુસ્તકમાં ના હોય, બીજે ના હોય. આ તો આ મારા જ્ઞાનમાં દેખાય બધું આ.

આ તો જગત જોવા જેવું છે. તેં જોયું નથી. મારી દૃષ્ટિથી જોઉં ને જગત, તો તું આભો થઈ જઉં, કે ઓહો... ! હું એક ફેરો તને મારા ચશ્મા આપું, તો તું આભો થઈ જઉં !

❖❖❖❖❖

# [૨]
# છૂટ્યા અમે વ્યસનોથી આમ

## [૨.૧]
## જ્ઞાની દશામાંય હતા વ્યસન

### દુષમકાળના બે ડાઘ જ્ઞાનીનેય

વ્યસન પ્રાપ્ત થયા પછી છૂટવું બહુ મુશ્કેલ છે. તને તો શું, પણ હું જ્ઞાની પુરુષ છું, તમામ શાસ્ત્રોનું જ્ઞાન હાજર છે, છતાંય એક હુક્કો પેઠો'તો, તે પંચાવન વર્ષ સુધી ખસ્યો નહીં.

**નીરુમા :** દાદા, તમે ચેઈન-સ્મોકર (ઉપરાઉપરી ધૂમ્રપાન કરનાર) હતા...

**દાદાશ્રી :** હા.

**નીરુમા :** તે તમારી કઈ રીતે ગઈ એ બધાને કહો એટલે ખ્યાલ આવે.

**દાદાશ્રી :** હા. મને આ જ્ઞાન થયું તોય પણ સિગરેટનો ને હુક્કાનો... ચેઈન-સ્મોકર જેવો હોય ને, એવી દશા હતી.

અમને જ્ઞાન થયા પછી દુષમકાળના બે ડાઘ, આ પાંચમા આરાના બે ડાઘ રહેતા મને. એક સિગરેટનો, અગર જો હુક્કો કહો તો હુક્કો. આવડો મોટો ડાઘ, સફેદ કપડાંમાં. અને બીજો ચાનો.

ચૌદ વર્ષની ઉંમરે ચા પીતા શીખેલા. તે દહાડે તો કપ-રકાબી બહુ નહીં, એટલે વાડકીઓમાં પીવાનું. ચા જોઈએ પુષ્કળ. વધારેમાં વધારે અઢાર કપ પીધેલા, રોજના.

**પ્રશ્નકર્તા :** અચ્છા !

**દાદાશ્રી :** એઈટીન (અઢાર) કપ સુધી પહોંચેલો. કાયમને માટે નહીં, એ તો દસ-પંદર દહાડે કોઈ ફેરો. અઢાર-અઢાર કપ ચા વચ્ચે પીતો'તો, કોન્ટ્રાક્ટનો ધંધો કરું એટલે. ચા જોઈએ ટેસવાળી. અને જો પછી ચાલે દાદા, અને સિગરેટ પીએ પછી. સાઈકલ, એક ચેઈન પછી બીજી ચેઈન આવીને ઊભી રહી જવી જોઈએ.

## કડક પરમાણુ, તે મેક્રોપોલોની સ્ટ્રોંગ તમાકુ પીતા

**પ્રશ્નકર્તા :** સિગરેટ કઈ ઉંમરથી શરૂ થયેલી આપને ?

**દાદાશ્રી :** હું સિગરેટ પીતો'તો નાની ઉંમરથી. પંદર વર્ષનો હતો ત્યારે 'અફલાતૂન' પીતો થઈ ગયેલો. 'અફલાતૂન' અને 'સિઝર્સ' બે (કંપનીની) મળતી'તી. સિઝર્સ, કાતર છાપ. અને ત્રીજી મળે 'પીળો હાથી' આ...

**પ્રશ્નકર્તા :** હા, એ હનીડ્યૂ સિગરેટ.

**દાદાશ્રી :** આ બીડી પીવાની ટેવ પંદરેક વર્ષની ઉંમરે પડેલી. તે પછી ચુંગી (પાઈપ) આવી અને ત્યાર પછી આ હુક્કો આવ્યો ! અને હુક્કા તો ટાઈટ (સ્ટ્રોંગ) પીધેલા આમ. કઈ પેલી તમાકુ ?

**પ્રશ્નકર્તા :** મેક્રોપોલો.

**દાદાશ્રી :** મેક્રોપોલો. હેય... ધૂણી આવે તે આમ મગજ-બગજ કડક થઈ જાય. આવડી આવડી ડબ્બી આવે છે મેક્રોપોલોની. આવડી મોટી ડબ્બી તો બે દહાડામાં ખલાસ ! એવું મગજ ટાઈટ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પાઈપ જે પીતા હતા, હુક્કો, તો એવા ફૉર્મમાં દેખાતા તમે, પાવરફુલ આમ !

**દાદાશ્રી :** પાવરફુલ ! નહીં, એ હુક્કો તો ના પીવાય. ચક્કર આવે એમાં, મરી જાય માણસ. કોઈ નરમ પરમાણુવાળો માણસ હોય, તે આ હુક્કો પીવે તો ચકરાઈ જાય. જ્યારે અમારે તો મહીં પરમાણુ જ સ્ટ્રોંગ-કડક તે હુક્કો પી શકાય, નહીં તો ના પી શકાય. અમારે તો ગમે તેવું કેફી પીણું આવે તોયે અસર ના ચઢે. આ તો પહેલેથી મહીં પરમાણુ સ્ટ્રોંગ તે જીરવી શકે.

**પ્રશ્નકર્તા :** સ્ટ્રોંગ.

**દાદાશ્રી :** મેક્રોપોલો કડક, ને કડક પીનારા મોટા લોકો, અને તે ત્યાં લડાઈ પરના માણસો પીએ.

**પ્રશ્નકર્તા :** આર્મીના સૈનિકો.

**દાદાશ્રી :** તે તમે જોયું'તું ને, કડક હતું ને ? હુક્કા પીધા, હુક્કા. તમે જોયેલા કે નહીં હુક્કા ?

**પ્રશ્નકર્તા :** હુક્કો જોયો છે મેં. દાદા, આપનો હુક્કા સાથે ફોટો પણ મેં જોયો છે.

**દાદાશ્રી :** હુક્કા સાથેનો, હા, હા. એટલે પેલો હાથમાં નાનો હુક્કો, પિત્તળનો હુક્કો અને મેક્રોપોલોની તમાકુ.

**પ્રશ્નકર્તા :** એ સિગરેટ પહેલાનો ?

**દાદાશ્રી :** હા, એ સિગરેટ પહેલી હતી, પછી હુક્કો આવ્યો. વીસ વર્ષ સુધી જ્ઞાન થયા પછીય ચાલ્યો. જ્ઞાની તો હું ૧૯૫૮ની સાલમાં થયો, પણ આ ચા અને બીડી બે વ્યસન હતા મને.

## હુક્કો-બીડી પીવાની શરૂઆત

**પ્રશ્નકર્તા :** તમને આ બીડી-સિગરેટ પીવાની આદત કેમની ચાલુ થઈ ગયેલી ?

**દાદાશ્રી :** એ તો પંદર વર્ષના હતા ત્યારથી આ બધું. આ પટેલને ત્યાં જન્મેલા એટલે હુક્કાઓ ભરી આપવા પડે, બધું ભરી આપવું પડે.

તે કોઈ દહાડો અમેય હુક્કો પીઈએ. અને અમારા ઘરનાય સંસ્કારો બધા. અમે તો પટેલો ને, બધા હુક્કા-બુક્કા પીવાવાળા ! ઘરના બધાય. એટલે અમને કંઈ નવીનતા લાગે નહીં. હુક્કા તો અમારે ત્યાં પહેલેથી જ ભરી આપવા પડે. 'જા, હુક્કો ભરી લાવ' કહેશે. તે સાત વર્ષના હતા ત્યારથી હુક્કા ભર ભર કરેલા. એટલે હુક્કા-પાણીનો તો અમારે વ્યવહાર, તમાકુનો તો. ભાદરણના પાટીદાર તો ફૂંકે !

**પ્રશ્નકર્તા :** મેં નાનપણમાં ફૂંકેલું. નાનપણમાં બાપુજીને હુક્કો ભરી આપતા'તા, ત્યારે દમ મારી લીધેલા.

**દાદાશ્રી :** હા, એ મારે, મારે. તેથી અમારે ત્યાં ઘૈડિયાય કહેવત કહેતા'તા તે ઘડીએ છોકરાંઓ માટે, કે 'બાવો બેઠો જપે ને જે આવે એ ખપે.' અને કહે, 'મૂઆ, હુક્કા હઉ પી લો છો છાનામાના કે ?' હા, પાછા પેલા છોકરાં પી લે.

**પ્રશ્નકર્તા :** તમે ખાનગીમાં પીધેલી ખરી કે ફાધર-મધરની... ?

**દાદાશ્રી :** ખાનગીમાં જ પીધેલી. એ હુક્કોય છે તે 'લે, અહીં મૂકી દે' કહે. તે પછી એ મૂકી દઈએ ને એ અંદર હોય ને, ત્યારે અમે પી લઈએ થોડી વાર. બળ્યું, બીડીઓ-બીડીઓ પીધેલી ખાનગી બધી. જોઈ જાય તો વઢે એ તો. એ હુક્કો પીવે પણ પેલાને વઢે. કહેશે, 'તે કેમ પીધો પણ ?' પોતે બીડી પીવે પણ આપણને વઢે. તે એટલે આપણે સમજીએ, કે આ મોટા લોકોને વઢવાનો એક રોફ હોય છે એક જાતનો. એમનો રોફ પાડવા માટેનું સાધન છે એક આ.

એમ કરતા ફ્રેન્ડ સર્કલમાં બધા બીડીઓ પીએ, સિગરેટ પીએ. એમ કરતા કરતા ચાલ્યું. એ મિત્રોનો દોષ નહીં, મારો દોષ હોય ત્યારે એ ભેગા થયા ને, મિત્રો ! બધા સિગરેટિયા મિત્રો ભેગા થયા હશે ત્યારે ને ! એ તો આ મિત્રાચારીમાં ભઈબંધોની જોડેથી શીખેલા. અને ઘેર હુક્કા પીતા જોઈએ ને ફાધરને, એટલે જાણે કે આ તો બધું કરવા જેવું જ છે.

## ટેસ મારેલો તેના હપ્તા હજુય ભરીએ છીએ

તે હુક્કો પીવા માંડ્યો, સિગરેટ પીવા માંડી, બીડી પીવા માંડી. એટલી બધી સિગરેટ પી પી કરેલી. તે દહાડે રોફ અને મિજાજ કેટલો બધો સરસ, અને પાછા હુક્કા પીધેલા. તે દહાડે શું ખબર પડે, કે આ લોન રિપે કરતી વખતે શું મારી હાલત થશે ! તે આ રિપે કરીએ છીએ ને, એ એના જ હપ્તા ભર ભર કરીએ છીએ. એ તો ગયું, પણ હપ્તા ભર ભર કરીએ છીએ. ખોં... ખોં... ખોં... (દાદાશ્રી ઉધરસની એક્શન કરે છે.)

દરેક વસ્તુના રિપે કરવા પડે. અમે આ કફ કાઢીએ છીએ, ખોં ખોં કરીએ છીએ, તે આ પંચાવન વર્ષ સુધી ટેસ મારેલો તેના હપ્તા ભરીએ છીએ.

ભોગવવાની લાલચ ના રાખવી. ભોગવટો એ કર્મનો ઉદય છે. એ રિપે નથી માગતું, રિપે તમારી લાલચો માગે છે. બીડી એમ નથી કહેતી, કે ખૂબ જોશથી ખેંચો. અમે તો ટેસથી ખેંચીને ડૂંટી સુધી પહોંચે એવો ટેસ કરેલો. તે દહાડે ખબર નહીં કે રિપે કરવું પડશે. આ તો લફરું વળગેલું હતું. શું હતું ?

**પ્રશ્નકર્તા :** લફરું વળગેલું હતું.

**દાદાશ્રી :** હા.

## ઉલ્લાસમયે ચોંટાડી હતી તે જ્ઞાન પછીય ન છૂટી

આ હુક્કો તો લફરું કહેવાય. એ શી રીતે ચોંટે છે તે અમે જાણીએ. એક જ કલાકની ચોંટ તે સો-સો વરસ ચાલે.

**પ્રશ્નકર્તા :** દાદા, કઈ રીતે ચોંટે ?

**દાદાશ્રી :** ઉલ્લાસમય પરિણામ અને તન્મયાકાર ભાવ એને લીધે સો-સો વરસ આ ચોંટ ચાલે. બ્રહ્માના દિવસ જેટલું ચાલે. માટે એમાં ઉપયોગ દેવા જેવું નથી.

**નીરુમા :** આ ખરી ચોંટી ગઈ પણ, જબરી ચોંટી ગયેલી.

**દાદાશ્રી :** એ ચોંટી જ જાય. આ વ્યસન વસ્તુ એવી છે,

ઈન્ટૉક્સિકેશન ! અને એક ફેરો ઘૂસી ગયા પછી નીકળે નહીં. નાનપણમાં બીડી પીવાની ટેવ પડી ગયેલી, તે પંચાવન વર્ષ રહી.

**પ્રશ્નકર્તા :** હા, કાઢતા બહુ મુશ્કેલ પડે.

**દાદાશ્રી :** અરે, બહુ મુશ્કેલ એ વસ્તુ. પંદર વર્ષની ઉંમરથી જ સિગરેટ પીતો'તો, તે મને આજ સિત્તેર વર્ષ સુધી હેરાન કરી. કારણ, પહેલા રોફમાં પીવા માંડ્યો, તે પંદર-વીસ વર્ષ સુધી રોફમાં પીધો. એમ કરતા કરતા એનો બંધાણી થઈ ગયો, તે એના વગર ચાલે જ નહીં પછી. હવે શું થાય ? અને એક બાજુ જ્ઞાન થયું મને. તે જ્ઞાનીના પદમાંય છે તે આ પીતો'તો. પંચાવન વર્ષથી ટેવ પડેલી. તે આ જ્ઞાની પદમાં આવ્યા પછી પણ છૂટતી નહોતી.

## જ્ઞાની એ નિર્અહંકારી, તે છોડી ન શકે

**પ્રશ્નકર્તા :** દાદાને જ્ઞાન ૧૯૫૮માં થયું, દાદાની ઉંમર પચાસ વર્ષની તે વખતે. તો જ્ઞાન થયું તે જ ટાઈમે સિગરેટ કેમ ન છૂટી ગઈ ? જેને જ્ઞાન થયું એને સિગરેટ છૂટી જવી જોઈએ, નહીં તો એને જ્ઞાન થયું કેમ કહેવાય ?

**દાદાશ્રી :** એ આ જેટલી ઈન્ટૉક્સિકેટેડ વસ્તુઓ છે ને, તે જ્ઞાન થાય તોય છૂટે નહીં. ચાયે ના છૂટે. હવે એને અહંકારે કરીને છોડવું હોય તો છોડી શકાય પણ અહંકાર રહેલો નહીં. છોડવાનો અહંકાર જે જોઈએ, તે અહંકાર જ ના હોય, તો પછી કાર્ય શી રીતે કરવું ? અમારાથી છોડાય નહીં. કારણ કે જ્ઞાની થયો એટલે છોડાય નહીં. જ્ઞાની થયો એટલે નિર્અહંકારી થયો. સત્ પુરુષ છોડી શકે, એ અહંકારી હોય. જ્ઞાની નિર્અહંકારી હોય. એટલે છોડે શી રીતે ?

## ત્યાગ ન કરાય, એની મેળે જ ખરી પડવું જોઈએ

તેથી કૃપાળુદેવે કહ્યું ને, કે જ્ઞાનીને ત્યાગાત્યાગ સંભવે નહીં. પછી જે રહી ગયું, એ રહી ગયું, પછી ફેરફાર થાય નહીં. એનું શું કારણ ? ફરી અહંકાર ઊભો કરવો પડે પાછો, ગયેલો અહંકાર. શું કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** ગયેલો અહંકાર ઊભો કરવો પડે.

**દાદાશ્રી :** હા, હવે અહંકાર ઊભો કરવો હોય તો એક મિનિટમાં અમે કરી નાખીએ, એક મિનિટમાં જ. પણ એ તો ઊભો કરવો પડે પાછો. એટલે અમારે શું કરવું પડે ? એની મેળે ખરી પડે ત્યાં સુધી જોયા કરવું પડે. આ વાત તમને સમજાય, ખરી પડે ?

**પ્રશ્નકર્તા :** ત્યાગાત્યાગ સંભવે નહીં એટલે ખરી જાય.

**દાદાશ્રી :** એની મેળે ખરી પડતું જાય દહાડે દહાડે. ત્યાગ એ અહંકારનો ગુણ છે. અહંકાર હોય તો જ ત્યાગ થઈ શકે, નહીં તો ત્યાગ થઈ શકે નહીં. એટલે એ ખરી પડે. કારણ કે જ્ઞાની પુરુષ કહેવાય. ત્યાગ ના કરાય કશુંય. એની મેળે જ ખરી પડવું જોઈએ. એની મેળે નીકળી જવું જોઈએ એ બધું. અગર તો કોઈ લઈ લે, ધારો કે રસ્તામાં બેઠા હોય ને કોઈ કપડાં કાઢી લે બધા ભરબજારમાં, તે ઘડીએ અમે આ જાણીએ કે આ છૂટ્યા, ચાલો હવે. આ કાઢી લે ને અહીં અમારી પાસેથી, આ વીંટી-બીંટી, કપડાં-બપડાં, અરે ! ભરબજારમાં, રસ્તામાં, તો અમને બિલકુલ હરકત ના આવે. અમને શરમ ના આવે. બધાય કપડાં કાઢી લે ને, તોય અમને શરમ ના આવે, ઈફેક્ટ ના થાય. પણ જાતે ના કઢાય અમારાથી. જે સ્વરૂપે જ્ઞાન થયું, તે સ્વરૂપમાં ફેરફાર પછી ના થાય. પછી ભગવું લૂગડું કે એવું તેવું બૉર્ડ મરાય નહીં.

એટલે પછી અમારે શું કરવું પડે ? જ્ઞાન થયા પછી વસ્તુ એમ ને એમ રહેવા દેવી પડે, એની મેળે ખરી પડે. એટલે શાસ્ત્રકારોએ ચોખ્ખું લખ્યું છે, કે 'જ્ઞાની પુરુષને ત્યાગાત્યાગ સંભવે નહીં.' આ લોકોને વાંધો આવે. બાકી શાસ્ત્રકારોને વાંધો નથી. કારણ કે જે કપડે અમને જ્ઞાન થયું, એ કપડાંય ફેરફાર ના કરીએ.

## હુક્કો અમારા જ્ઞાનને હરકત નહોતો કરતો

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એમ થયો, કે જ્ઞાન થાય અને છતાંય કુટેવ ચાલુ રહે, તો જ્ઞાનને કંઈ વાંધો આવતો નથી ?

**દાદાશ્રી :** જ્ઞાનને વાંધો ના આવે. અમારો હુક્કો અમારા જ્ઞાનને

રોકતો નહોતો, જ્ઞાનને હરકત નહોતો કરતો. કારણ કે આ જ્ઞાન એવું છે, કે કોઈ પણ વસ્તુ એને રૂંધે નહીં, અટકાવે નહીં આ જ્ઞાનને, જ્ઞાનને આવરણ લાવે નહીં. પણ ઈન્ટૉક્સિકેશન કરે. અને શરીરને નુકસાન તો કરે જ ને ! જ્ઞાનને કોઈ વાંધો ન આવે. ફક્ત જ્ઞાનને કયો વાંધો આવે ? દારૂની કુટેવ હોય તો વાંધો આવે. દારૂ એ બેભાન કરે છે માણસને. અને સિગરેટ-બીડી-તમાકુ એ ઈમોશનલ કરે છે, બેભાન કરતી નથી. દારૂ એ બેભાન કરે છે. એટલે બેભાન કરે એવી ચીજ ના હોવી જોઈએ.

## નુકસાનકારક છે, જાણ્યા પછી એ અભિપ્રાય ફેરવેલો નહીં

**પ્રશ્નકર્તા :** દાદા, આપને બીડી-હુક્કો છૂટતો નહોતો પણ અંદર તમારે ભાવ તો ખરા જ ને, કે 'મારે છોડવું છે' એમ ?

**દાદાશ્રી :** એ હું બધી વિગત કહું, કે જ્યારથી આ હું સિગરેટ પીતો'તો, તે પછી નક્કી થયું, કે આ સિગરેટ એ ખરાબ વસ્તુ છે. પહેલા તો ખરાબ વસ્તુ નક્કી જ થતી નહોતી. હું ડિસિઝન ખોળતો'તો, પણ થતું નહોતું, આવતું નહોતું. લોકો કેમ ખરાબ કહે છે, તેય મને સમજાતું નહોતું. પછી મને પોતાને સમજાવા માંડ્યું, કે આ સિગરેટ એ ખરાબ વસ્તુ છે. એટલે પછી ખરાબ વસ્તુ એ સમજાયા પછી મનમાં નક્કી જ હોય, કે આ ખરાબ જ છે. આ બીડી અને હુક્કો નુકસાનકારક છે ધર્મને, આત્માને માટે. એવું અમે જાણ્યું કે શરીરને નુકસાનકારક છે. એ બધું જ્યારથી જાણેલું ત્યારથી અમે નક્કી કરેલું કે એના માટે બીજો અભિપ્રાય પછી ફેરવેલો નહીં. આ નુકસાનકારક છે અને છોડી દેવા જેવી છે, રાખવા જેવું નથી. તે લાગ ખોળીએ અમે. શું કરીએ ?

**પ્રશ્નકર્તા :** હા, લાગ, મોકો જોવો.

**દાદાશ્રી :** લાગ. ત્યારે જે માણસ એનો લાગ ખોળતો હોય, તે એની જોડે મિત્રાચારી તો ના હોય ને, લાગ ખોળે ત્યાંથી ?

**પ્રશ્નકર્તા :** ના હોય, છોડવા માટે હોય.

**દાદાશ્રી :** એટલે અમે લાગ ખોળતા હોય, કે ક્યારે આ મેળ પડે ને છૂટી જાય.

## ભાવમન એ આપણી સત્તામાં

એટલે અમે શું નક્કી કરેલું ? એની મેળે ખરી પડે ત્યારે સાચું. ત્યારે કહે, ખરી પડવાના સાધનો તમે કરેલા ? ત્યારે કહે, એ સાધનમાં ચોક્કસ, હંડ્રેડ પરસેન્ટ. ત્યારે કહે, શું સાધન કરેલું ? ત્યારે કહે, જ્યારથી નક્કી કર્યું, કે આ હુક્કો-બીડી ખોટી છે, અને એ જરૂરિયાત નથી. ત્યારથી એમાં વિરોધાભાસ ઊભો કર્યો નથી, એ માન્યતામાં.

**પ્રશ્નકર્તા :** પણ એ તમને તમારી મેળે સ્વયંસ્ફુરણા થઈ ને, કે આ ખોટું છે અને આની જરૂર નથી ?

**દાદાશ્રી :** હા, સ્વયંસ્ફુરણા !

**પ્રશ્નકર્તા :** હં, કોઈના કહેવા-સાંભળવાથી નહીં ?

**દાદાશ્રી :** ના, ના, કોઈના કહેવાથી નહીં, સ્વયંસ્ફુરણાથી ! પછી હું પીતો હતો, પણ ત્યારે મેં લોકોને કહેલું, કે આ હું સિગરેટ પીઉં છું, પણ એક ક્ષણ વાર મારી શ્રદ્ધામાં નથી કે આ સારી વસ્તુ છે. ત્યારે કહે, 'તો પીવો છો શું કરવા ?' ના, વર્તન એ મારી સત્તામાં નથી આ. અને સત્તામાં લાવવા માગતોય નથી હું. મારી સત્તા ક્યાં અજમાયશ કરું છું હું, મારી સત્તા શું છે ? પહેલું મન વાપરવાનું, બાવાનું મન, ભાવમન. ભાવ એ બધો બાવો. સમજાયું તમને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ ભાવ એ બાવો. તે ભાવમન એ પોતાના હાથમાં સત્તામાં છે. લીકેજ થતું હોય, તો આપણે એને બંધ કરી શકીએ. આપણી સત્તામાં શું ? ત્યારે કહે, ભાવ.

## મન નીરોગી અને દેહ હજુ એના હિસાબમાં

એટલે હું લોકોને કહેતો હતો, કે મેં એને છોડી દીધેલી જ છે મનથી, એટલે ભાવમનથી. ત્યારે કહે, છોડેલી છે ત્યારે પીઓ છો ને પાછા ! મેં કહ્યું તમને સમજણ ના પડે એ, આ પરિણામ છે.

અમારા દેહમાં રોગ હશે, નહીં તો હુક્કો પીવે નહીં, પણ અમારા મનમાં રોગ નથી. ત્યારે કહે, એ દેહમાં રોગ ક્યાંથી આવ્યો ? તો કહે, મનમાં હતો તેથી આવ્યો આમાં. પણ હવે મન નીરોગી થઈ ગયું અને દેહ છે તે હજુ એના હિસાબમાં છે. હવે એ એનો હિસાબ આવશે, પરિણામ આવ્યા વગર રહે નહીં ને ! એટલે આપણે છોડેલું જ હોય. પહેલેથી છોડી દીધેલું ! પછી પરિણામ એના વ્યવસ્થિતના તાબામાં ગયું. પછી એ આપણા તાબામાં ના રહ્યું. સંજોગ ભેગા થયે, એની મેળે ખરી પડે. એને શું કહું છું, કે ખરી પડવી જોઈએ. પટ્ટી ઉખાડવાની નહીં, એની મેળે જ એ સૂકાઈને ખરી પડે. ઉખાડીએ ત્યારે બાલ (વાળ) તૂટે ને ?

## ખરી પડવાના કાયદા જાણવા જોઈએ

**પ્રશ્નકર્તા :** તો દાદા, આ સિગરેટ પીનારા લોકો પણ એમ કહેશે, કે એની મેતે જ્યારે ખરી પડે ત્યારે જશે.

**દાદાશ્રી :** ના પણ, એ ક્યારે ખરી પડે એના કાયદા જાણવા જોઈએ. જેમ દુશ્મન હોય ને ના ગમતો હોય, એમ કાયમ જ એ બીડી ના ગમતી હોય, ના ગમતાપણામાં ગમતાની ફરી સહી ના કરી આપીએ. કો'ક અપમાન કરે, કે 'કેવા નાલાયક, સિગરેટ પીઓ છો ?' ત્યારે કહીએ, 'ભઈ, મારી નબળાઈ છે', એક્સેપ્ટ કરવી જોઈએ ત્યારે. આ એક્સેપ્ટ કરે નહીં, તે ઘડીએ એને ખોરાક આપે વીસ વર્ષનો, એક્સટેન્શન આપે.

**પ્રશ્નકર્તા :** એ નબળાઈ તો બહુ વાર કબૂલ કરી છે.

**દાદાશ્રી :** હા, કબૂલ કરે પણ એવા સંજોગોમાં, એ તો બાઈ પાસે કબૂલ કરે પણ બહાર પાંચ-સાત-દસ હોય ને, ત્યાં આબરૂ જાય તો ત્યાં ના કરે, મૂઆ !

**પ્રશ્નકર્તા :** અને બાઈનેય ચિડાય. બાઈ કચકચ કરતી હોય ને, તોય ધણી પાછા ચિડાઈને કહે, 'હવે તું બેસ ને, મારે કરવું હોય એવું હું કરીશ.'

**દાદાશ્રી :** આ બધા 'તું આવી છે', એમ કહે. એટલે આ આમાં

ગાંડું કાઢ્યા વગર રહે જ નહીં. જ્યાં સુધી ઈગોઈઝમ છે, ત્યાં સુધી મેડનેસ કર્યા વગર રહે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે 'નહીં છોડું, થાય તે કરી લેજે' એમ કહે.

**દાદાશ્રી :** હા, થાય તે કરી લેજે.

## આયુષ્ય પૂરું થયું કે ચા એની મેળે ખરી પડી

એટલે આ ખરી પડવું જોઈએ. એનો અંત આવે એટલે ખરી પડે એ. એટલે ત્યાં સુધી અમે રાહ જોઈ. તે આ ચા ત્રણ-ચાર વર્ષ ઉપર છે તે ચા એની મેળે જતી રહી. એની મેળે જ ખરી પડી.

અમારે પંચાવન વર્ષથી ચા હતી. પંચાવન વર્ષનો સંબંધ એટલે બહુ પ્રેમ હોય ને ? એટલો તો મારે મધર-ફાધર જોડેય સંબંધ નહીં રહેલો. દાળ-ભાત-કઢી જોડે એટલો સંબંધ નથી રહેલો, કોઈ ચીજ ઉપર, પણ ચા તો જોઈએ જ સવારમાં. પંચાવન વર્ષથી હું ચાને ભૂલ્યો નહોતો ને ચા મને ભૂલી નહોતી. હવે પંચાવન વર્ષનો સંબંધ, તે એક દહાડો જતી રહી કહ્યા-કર્યા વગર જ.

અમારે આ તબિયત નરમ થઈ, તે બે-ત્રણ દહાડા થયા ને તે ચા છાનીમાની જતી રહી. મેં નીરુબેનને કહ્યું, 'આ ચા જતી રહી, આજે મારે ચા જોઈતી નથી. લાવશો નહીં ચા.' ત્યારે કહે, 'શું લાવે ?' ત્યારે મેં કહ્યું, 'જે કંઈ હોય તે. બીજો ઉકાળો લાવવો હોય તો લાવો, નહીં તો મારે કાંઈ જરૂર નથી.' તે ચા એની મેળે જતી રહી બિચારી.

એટલે મને એમ લાગ્યું, કે આ પંચાવન વર્ષની ફ્રેન્ડશિપવાળી, જતી રહી આવું કહ્યા વગર, ત્યારે હું મનમાં વિચારમાં પડ્યો, આ બહુ વર્ષથી આ આપણી જોડે સંબંધ હતો, મેળ હતો, વીસ-વીસ કપ ચા પીતા'તા અને કેમ આ અત્યારે જતી રહે છે ? પછી મેં જાણ્યું, આનો વખત થયો હશે, બા. એનું આયુષ્ય પૂરું થઈ જાય ને, એટલે કોઈ ઊભું ના રહે પછી. તે એમ ને એમ જતી રહી'તી, કહ્યા-કર્યા વગર. ત્યારે મેં સમજણ પાડી ચાને, મેં કહ્યું, 'બેન, એમ ને એમ ક્યાં જતી રહી ?

પંચાવન વર્ષની મિત્રતા હતી આપણી.' ચૌદ વર્ષે મિત્રતા થયેલ, તે ઓગણ્યાસિત્તેર વર્ષે આ જતી રહી. મેં કહ્યું, 'પંચાવન વર્ષની મિત્રતા સાચવી નહીં ?' તે ચાલી ગઈ જો કહ્યા-કર્યા વગર. અને મેં કહ્યું, 'તું કહીને ગઈ હોત, તો અમે તને ફૂલહાર કરત, કે આવી મિત્રતા સાચવી ! આ તો ફૂલહારેય ના કરવા દીધું.' મને કહીને જવું'તું ને, એ કહીને ગઈ હોત તો ફૂલહાર કરીએ અમે. કારણ કે મિત્રાચારી ! એના વગર ગમતું નહોતું, ચેન પડતું નહોતું. બૈરાં-છોકરાં વગર ચેન પડે, પણ એના વગર ના પડે. એવું બને ખરું ?

**પ્રશ્નકર્તા :** બને છે, બને છે હજુ પણ.

**દાદાશ્રી :** તમને અનુભવ ખરો ?

**પ્રશ્નકર્તા :** છે, ચાલુ જ છે.

**દાદાશ્રી :** પછી આ હુક્કાને મેં કહ્યું, 'તું મને કહ્યા વગર જઈશ નહીં હવે. તારે જ્યારે જવું હોય ત્યારે હું તને ફૂલાહાર કરું પછી જજે.' પણ એ જવાની વાત જ નહોતો કરતો એટલે મેં કહ્યું, 'મોડું જશે.' એટલે પછી હુક્કો ખસતો નહોતો એની મેળે. એની મેળે જાય તો જ અમે જવા દઈએ.

❖❖❖❖❖

## [૨.૨]

# અહો ! એ પારદર્શકતાની પરાકાષ્ટાને !

### માગ્યો હુક્કો પ્રસાદીરૂપે !

**પ્રશ્નકર્તા :** પછી હુક્કો ખસે એના માટેના સંજોગો એની મેળે કેવી રીતે જામ્યા, એ વિગતવાર વાત કરો ને, દાદા.

**દાદાશ્રી :** એટલી વારમાં ખંભાતના એક શેઠ આવ્યા. પછી એ હુક્કાને માટે ખંભાતવાળાએ શું કહ્યું ?

**નીરુમા :** એ કહે, દાદા જો આ હુક્કો આપે તો હું સોનાનો આપું બદલામાં.

**દાદાશ્રી :** 'દાદા, આ હુક્કો તમારો મને પ્રસાદીમાં આપો, હું સોનાનો હુક્કો મોકલી આપું. આ હુક્કો મારે પૂજામાં મૂકવો છે', કહે છે. એ ત્યાં દર્શન કરવા માટે રહેવા દેવાના હતા. એટલે મેં કહ્યું, 'હુક્કો, તમને મોકલી આપીશું.' ત્યારે કહે, 'એને બદલે હું સોનાનો હુક્કો બનાવીને મોકલી દઉં છું.' મેં કહ્યું, 'ના, હવે સોનાનો મોકલી આપીશ નહીં. સોનાનો મારે જોઈતો નથી.' મેં આપી દીધો, કે 'ભઈ, આજથી હવે હુક્કો તને આપ્યો. હવે અમારે જોઈતો નથી.' તે દહાડે આપી દીધો'તો ?

**નીરુમા :** ના, પછી આપના જન્મજયંતીના દિવસે વિધિસર એમને આપ્યો'તો.

**દાદાશ્રી :** હા, એને વિધિપૂર્વક આપ્યો'તો. શું નામ એનું ?

**નીરુમા :** મૂળચંદભઈ.

**દાદાશ્રી :** મૂળચંદભઈ. તે મેં એને પ્રસાદી તરીકે આપ્યો. પછી એમને કહ્યું, કે તમે સોનાનો મોકલશો નહીં. અને એના કરતાં આ બધાય મંડ્યા, કે આપી દીધો એટલે આપી દીધો જ કરો ને, દાદા. ત્યારે મેંય હિંમત કરી, કે લાવો ને, આપી દઈએ એ તો સારું. હવે મેં શા માટે હુક્કો આપી દીધો, મેં જાણ્યું કે આ હિસાબે અહીંથી દૂર ખસી જાય છે, આ માણસ બોલ્યો તે હિસાબે. એટલે આ નિમિત્તે છૂટી જતું હોય તો સારી વાત છે. એટલે મેંય હિંમત કરી.

## હુક્કાને દીધી માનભેર વિદાય

પણ પછી હુક્કાનેય ખેદ થયા કરે અને પટેલનેય ખેદ થયા કરે. બેઉને જુદું થવાનું થયું ને ! એટલે જ્યારે ત્યારે જુદું તો પડવું જ પડશે ને, પણ. એટલે પછી તો એની ઉપર પદ રચ્યું, એક પદ.

**પ્રશ્નકર્તા :** એમ ?

**દાદાશ્રી :** હાસ્તો ! તે દહાડે તો એની પૂજા-બૂજા બધું થયું ને !

**નીરુમા :** વિદાય સમારંભ.

**દાદાશ્રી :** આની જોડે જે સોબત હતી ને, એટલી સોબત મારે કોઈ જ માણસની જોડે હશે નહીં. પંચાવન વર્ષની ભાઈબંધી, કંઈ થોડીઘણી મિત્રાચારી કહેવાય ? આટલા વર્ષનો સંબંધ, તે રાજીખુશીથી વિદાય આપી. અમે કહ્યું, 'અમારે તમને ત્યાગ કરવાનો નથી, તમે અમને ત્યાગ કરતા નથી. બેઉ સહુ સહુની રાજીખુશીથી વિદાયગીરી લે છે.' સંયોગ વિયોગી સ્વભાવના જ છે ને ! સ્વભાવ જ એનો વિયોગી છે ને ! પણ ખંભાતના વાણિયાને કેવો વિચાર આવ્યો !

**પ્રશ્નકર્તા :** પછી બહુ માનથી એને વિદાય આપી ને, દાદા ?

**દાદાશ્રી :** હા... માનથી રજા આપી.

**નીરુમા :** દાદા, આપણે મોટું ફંક્શન કર્યું ને, એના ગીતાં (ગીતો) ગાયા, 'હુક્કો ચાલ્યો...'

**દાદાશ્રી :** હા, ગીતો-બીતો ગાયા. 'દાદાનો હુક્કો હેંડ્યો, દાદાનો હુક્કો... હસતો-રમતો જાય.' તે લોકોએ જાણ્યું, કે આ હુક્કો દાદાએ છોડી દીધો. અને જન્મજયંતી ઉજવાતી'તી, સેવન્ટી વનની (ઈકોતેરમી), ત્યાં વડોદરામાં. હવે ત્રણ હજાર માણસ ભેગું થયેલું ત્યાં આગળ ને આમણે ગાયનો ગાવા માંડ્યા, કે 'દાદાજીનો હુક્કો ગયો.' એટલે હું જાણું કે આ તો આપણે હવે ગયો જ. કારણ કે લોકોએ માન્યું કે દાદાએ હુક્કો છોડી દીધો અને મેંય માન્યું કે હુક્કો છૂટી ગયો.

## હુક્કો ગયો ને સિગરેટમાં વટલાયા

હવે અંદરખાને તો મહીં એક જણ બૂમો પાડે, કે 'આ કાચું કપાય છે', એવું બૂમ પાડે અંદર. અને એક બાજુ આ બધાએ વળાવ્યો હુક્કો. એના પદો ગાયા બધા. પણ હુક્કો આપ્યો, પછી ફજેતો થયો પાછો. શું થયું ?

**પ્રશ્નકર્તા :** પરાણે છોડાવ્યો તમને, એમ ?

**દાદાશ્રી :** ના, એ લોકોએ પરાણે છોડાવ્યો નથી. હું અખતરો કરવા ગયેલો. મારા મનમાં એમ કે કંઈક વળી જશે. મારી ઈચ્છાથી આ વાળેલું. અને મહીં છે તે યાદ નહોતો આવતો. પણ એ ચાર દહાડા પરિણામ રહ્યું, હુક્કો ગયા ને ! અને આમણે તો ગીતો-બીતો હઉ ગાઈ દીધા ત્યાં આગળ.

**પ્રશ્નકર્તા :** પણ છૂટ્યું નહીં બરાબર.

**દાદાશ્રી :** ના, એમ નહીં. આ જુઓ તમે, શું બને છે તે આ ! શું થયું આ, મારો ભવાડો કહું તમને બધો, જે ભવાડો બન્યો ને ! એટલે પછી ચાલ્યું ચાર દહાડા તો. પણ ચાર દહાડા પછી અહીંથી ઔરંગાબાદ જવાનું હતું. રાત્રે બાર વાગ્યે સુરતના સ્ટેશને ગાડી બદલવાની થઈ. તે સુરત સ્ટેશને આ બધા ચાલીસ-પચાસ માણસ બેઠેલા, ગાડીમાં અને

એક પેલા ડાહ્યાભાઈ, ડી.સી. આવ્યા, સિગરેટ પીતા પીતા. 'લ્યો દાદા, સિગરેટ', કહે છે.

**નીરુમા :** રાતે બાર વાગે !

**દાદાશ્રી :** હવે એ પેલા જાણે નહીં બિચારા. એમણે ધરી, ત્યારે મેં તો લીધી. એ પોતે સિગરેટ સળગાવતા'તા ને મને કહે છે, 'દાદાજી, લ્યો, સળગાવો ને !' મેં કહ્યું, 'લાવો ત્યારે.' આ વટલાયા. 'લાવો ત્યારે', કહ્યું, એટલે હું સમજી ગયો કે આ ફજેતો થયો. બધા મહાત્માઓય હસવા માંડ્યા કે 'દાદાજીએ સળગાવ્યું !' મેં કહ્યું, 'હા, જુઓ ને, તમે તાલ તો જુઓ ! શું થાય છે એ જુઓ આપણે ! કેટલી મજબૂતી છે જુઓ તો ખરા તમે ! તમે એકલા ઢીલા નથી, આ પટેલ ઢીલા કેટલા છે એય જુઓ તમે.' મેં બધાને કહ્યું, 'હજુ મન ચોર છે.' શાહુકારી નથી આ. એટલે પીધી ત્યાં આગળ.

તે આ હુક્કો ગયોય શું ને આ તો બધું તોફાન થયું ! તે સિગરેટ પીધી. આ ચાર દહાડા ઉપર પાણી ઢોળી વાળ્યું. આ ફજેતો જોયો ને તમે, આવો કર્યો એ. સિગરેટ પીધીને મેં ? આ ભવાડો, ફજેતો ! જ્ઞાની પુરુષ, વર્લ્ડનો અજાયબ પુરુષ કહેવાય ! હું પોતે કહું છું, કે આ અજાયબ પુરુષ છે ! તે પણ આ જો સિગરેટ લઈને સળગાવે છે. પછી તો બીજે દહાડે બે પીધી. એટલે મેં જાણ્યું, કે આ હજુ ખસશે નહીં. હજુ આનો કાળ પાક્યો નથી. ચા એની મેળે ભાગી ગઈ, એવી રીતે આ એની મેળે ભાગતું નથી.

## ખાનગી પણ ઓપન ટૂ સ્કાય કરી નાખ્યું

પછી ત્યાં આગળ ઔરંગાબાદમાં પાછું એને ઉત્તેજન મળ્યું. અશોકભાઈ આવ્યા, મને કહે છે, 'દાદા, સિગરેટ મેં છોડી દીધેલી, તે મારાથી રહેવાયું નહોતું ને મારું માથું આખો દહાડો દુખ્યું. ત્રણ દહાડા સુધી હેરાન હેરાન થઈ ગયો. આ ત્રણ હું સિગરેટો મૂકી જઉં છું, તે તમે લેજો અહીં છાનામાના એમ કે. હું તમને આપી જઈશ રોજ અહીં.' તે રોજે આપીને જતા'તા. તે એમણે હેલ્પ કરી ઊલટી. ત્યારે મને હેલ્પર લાગ્યો એ. અને આ ઊંધે રસ્તે જતું ચાલ્યું. 'તમારે જ્યારે પીવી હોય તો

પીજો, મારેય છૂટતી નથી', કહે છે. મેં કહ્યું, 'હા, સારું.' મારું મન પોલું પડવા માંડ્યું. હા, અમે તો તટસ્થ દૃષ્ટિથી જોઈએ. એટલે હું તો સમજી ગયો, કે મહીં લેવલ કેટલે આવ્યું છે તે !

એટલે પેલા છાનામાના મહીં પેટી મૂકી જાય ને, તે બે દહાડા ખાનગીયે પીધી. અને ખાનગી પીધી એટલે મને તો મહીં અંદર તરાડા તૂટે ! ખાનગી ? પ્રાઈવેટ ? હું તો છાનુંમાનું, કોઈ ચીજ ગુપ્ત કરતો નથી, ઓપન ટૂ સ્કાય રાખું છું. એક પણ એવી, એક વાળ જેટલી વાત નથી, કે જે મેં ખુલ્લી ન કરી હોય. અમે તો ઓપન જ કરી દઈએ. અમારે જે હોય એ ખુલ્લું, ઓપન ટૂ સ્કાય બધી વસ્તુઓ ! મેં કહ્યું, આ તો ના ફાવે, ચોરીનો ધંધો કરવો. આપણે કોનાથી બીવાનું ? ભગવાનથી બીતો નથી કોઈ દહાડોય, ત્યાં આમની બીક જ શી તે ? એટલે પછી ફરી મેં તો ઓપન કરી દીધું બધા લોકોને, કે 'ભઈ, આ આવ્યું પાછું, છૂટતું નથી', કહ્યું. બધાને કહી દીધું ઉઘાડું, ઓપન, કે 'ભઈ, કશું છૂટ્યું નથી. આ અમારી નબળાઈ છે, જોઈ લેજો ઉઘાડી, ઓપન નબળાઈ.'

## ઉઘાડી અને ભોળી નબળાઈ

આ ઉઘાડા લખ્ખણ તો સારા ને અંધારાના લખ્ખણ ખોટા. સત્યુગમાં અંધારાના લખ્ખણ સારા, જ્યારે કળિયુગમાં તો ઉઘાડા જ લખ્ખણ સારા. આ તો ઢાંક્યા કરે. આ તો બહાર એકુંય ગુનેગાર દેખાતો નથી, પણ અંદરખાને ગુનેગાર છે.

આ ઉઘાડી મિત્રાચારી સારી, પેલી ખાનગી અંદરખાને મિત્રાચારી હોય એ વસમી. બહારની સારી કે અંદરની સારી ?

**પ્રશ્નકર્તા :** બહારની સારી.

**દાદાશ્રી :** બહારની આ ભોળી કહેવાય. આ ભોળપણવાળું કહેવાય. નાના છોકરાંય કહે, કે 'દાદા, હુક્કો શું કામ પીવો છો ? ઉધરસ થાય છે ને !' ત્યારે હું કહું, કે 'ભઈ, તારી વાત ખરી છે.'

અને હું કહેતો'તોય ખરો, કે ભઈ, આ તો અમારી ઉઘાડી નબળાઈ

છે, અને ભોળી છે. અને પેલી મહીં અંદર કપટવાળી નબળાઈ હોય, એ અમને રહી નથી કોઈ જાતની. પ્રાઈવેટ નબળાઈ એકુંય નથી. આ ખુલ્લી જ નબળાઈ છે આ જ્ઞાની પુરુષનામાં.

આથી તો કવિએ લખ્યું છે ને, કે 'દાદાની દૈનિકચર્યા, વાતો સહુ ખુલ્લમ્ ખુલ્લી...' હુક્કો એ બધુંયે ઉઘાડેઉઘાડું દેખાય.

## અમારે જે છે એ ઓપન ટૂ સ્કાય

પણ એ હુક્કાને લીધે ઘણા માણસો આવતા અટકતા'તા. 'હજુ દાદા હુક્કો તો પીવે છે', કહે છે. હુક્કો દેખતા'તા, એટલે બધા જ્ઞાન ઉપર પાણી ફરી વળતું'તું. અને લોક અંધારાનો દુરુપયોગ કરે છે, ત્યાં એમને કોઈ પાણી નથી ફરી વળતું. અને અજવાળામાં દુરુપયોગ કરે છે ત્યાં પાણી ફરી વળે ! હું ઉઘાડો હુક્કો પીતો'તો, લોકોને ત્યાં વાંધો ! અને તમે છૂપું કશુંક કાર્ય કરો, રાતે કરો કે દહાડે કરો, તો કહે, તેનો અમને વાંધો નથી. તે મેં તો કહ્યું, મારે તો અહીં જે છે એ ઓપન ટૂ સ્કાય. એક પરમાણુ પણ છૂપું રાખ્યું નથી. હુક્કો અમે ઉઘાડો જ પીતા'તા ને ? જેને આવવું હોય તે આવો અને ના આવવું હોય તે ના આવે.

અને તમે આવ્યા ત્યારે તો હુક્કો પીતો'તો ને ? તોય તમે હુક્કાના નેગેટિવને બહાર મૂકી દીધું. આપણે જ્ઞાન સાથે કામ છે ને, હુક્કા સાથે કંઈ કામ છે ?

❖❖❖❖❖

## [૨.૩]

# ન કર્તા, ન ભોક્તા, વૈજ્ઞાનિક સમજણે છૂટે વ્યસનો

### મહીં ગુપ્ત રાખે, તે છે વ્યસન

**પ્રશ્નકર્તા :** વ્યસન સામે આપનો અભિગમ જાણવો છે, વ્યસન ન છૂટ્યા તો એની પાછળ આપે શું સમજણ ગોઠવી, કારણ કે એ વ્યસન તો કહેવાય જ ને ?

**દાદાશ્રી :** વ્યસનો તો ક્યાં છે ? જે ગુપ્ત રાખ્યા છે તે જ વ્યસનો છે. જે ખુલ્લા દેખાય, તે વ્યસનો ના કહેવાય. આ દારૂનું વ્યસન કહેવાય, કારણ કે તે ગુપ્ત રીતે પીવે છે. આ હુક્કો તે અમે કોઈ આવે ને સંતાડી દઈએ, તો તે વ્યસન કહેવાય. જે ખુલ્લા દેખાય તે વ્યસનો ના કહેવાય. જે મહીં ગુપ્ત રાખે છે તે વ્યસન છે. અને તે ખસે તેમ નથી ને નિરંતર કરડ્યા જ કરે. ઉઘાડા રાખે તેને વ્યસન કેમ કહેવાય ?

હુક્કો, બીડી બધું ઉઘાડું દેખાય એવું. ચા-બા વધારે પીઈએ-કરીએ, પણ તે ઉઘાડા દેખાય એવા. ત્યારે બીડી ના પીતા હોય ને હુક્કો ના પીતા હોય એવા તો લાખો મળશે અહીં. એને શું કરવાના ? આપણો મોક્ષ મળે એમાં ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** ત્યારે એમને શું કરવાના ? ભલે ને બીડી પીતા હોય, પણ આત્મજ્ઞાન ધરાવતા હોય તો કામના ! આ બીજા લોકોને બીડી-ચા

નથી હોતી, ત્યારે કહે, આમને શું લફરું છે ? તો કહે, બીજા પેલા વ્યસન. પેલા 'આમાં મજા આવી ને આમાં મજા આવી' એ બધા વ્યસનો. એ પાછા ઠેઠ સુધી એને હેરાન કરે. એટલે બધા વ્યસનો છે આ. એ વ્યસન ખસે તો આ આત્મા દેખાય !

## આમાંનું એકેય ઈન્ટૉક્સિકેશન અમને નહોતું

જગત વ્યસનોમાં જ વ્યાપ્ત થયેલું છે ! વ્યસન એટલે શું ? ગમે ત્યાં ઝલાઈ પડવું. માર્ગ રૂંધન થયા કરે. સાંભળવામાં જ ઝલાઈ પડ્યો હોય, જોવામાં ઝલાઈ પડ્યો હોય, ચાખવામાં ઝલાઈ પડ્યો હોય. ગાયન ગાવામાં ઝલાઈ પડ્યો હોય, એ ગાય નહીં ત્યાં સુધી એને ઊંઘ ના આવે. અલ્યા, મુક્તિમાં જવું છે કે અહીંયા આ તાનમાં ? ત્યારે કહે, તાનમાં જ. મારી વાત સમજાય ખરી ? લોકોને આ જાતના વ્યસન છે તેય તમે જોયા, જેને જગત આખું વ્યસન કહે. અને જેને કહેવાય નિર્વ્યસની, ઈન્ટૉક્સિકેશન નામ નહીં, પણ સ્વભાવનો ઈન્ટૉક્સિકેશન ! કેવા ? તે પેલા ઈન્ટૉક્સિકેશન તો આપણે દારૂડિયા માણસને પાણી રેડ રેડ કરીએ ને, તો ઊતરી જાય બળ્યો ! અને આમનો ના ઊતરે, સ્વભાવનો ઈન્ટૉક્સિકેશન ! આમાંનું એક ઈન્ટૉક્સિકેશન મને નહોતું, તે આ અનુકૂળ આવ્યું, નહીં તો ના આવે. શી રીતે આવે તે ? ઈન્ટૉક્સિકેશન હુક્કાનું હતું, તે બીજામાં પેઠો નહીં.

## અજ્ઞાનીઓની અપેક્ષાએ આ ભૂલ

છતાંય પણ બહારના વ્યવહાર તરીકે આ જે સિગરેટ છે અમારી, તે ભૂલ કહેવાય.

કોઈ કહે, કે દાદા, તમે આ હુક્કો શું કરવા પીવો છો ? તો હું કહું, કે ભઈ, મારી આ ભૂલ તેં જોઈ ને, એ મને નિરંતર ભાસ્યા કરે છે. તું તો આ જોઉં છું એટલો વખત ભાસે છે, પણ મને તો નિરંતર આ ભૂલ દેખાયા કરે છે. અને મારી ભૂલ તો ઓપન છે, સિક્રેટ નથી, જેટલું સિક્રેટ છે, એ બધું આમાં આવી ગયું, કહ્યું. એટલે મારી તો ઓપન ભૂલ છે એટલે તને દેખાઈ તો મને નહીં દેખાતી હોય ? મને નિરંતર દેખાયા

કરે છે. અને આના સાથે કંઈ મોક્ષમાં પેસાતું જ નથી એવું હુંય જાણું છું. તું તો જાણું છું પણ હું તો નિરંતર જાણું ને, કહ્યું મેં. કેમ છે, કેમ ઊભું રહ્યું છે તેય મને સમજાતું નથી, મારી પોતાની ઈચ્છા બિલકુલ નામેય નથી છતાં. મારી ઈચ્છા નથી અને આ ભૂલ છે તેને પણ મારે જોયા કરવી પડે છે. આ એકલી જ ભૂલ છે, બીજી કોઈ ભૂલ જ નથી. બીજી કોઈ નબળાઈ નથી.

**પ્રશ્નકર્તા :** આ બીડી પીવી એ તો દેહની નેસેસિટી કહેવાય, તો તેને આપ ભૂલ કેમ કહો છો ?

**દાદાશ્રી :** જગત જેને ભૂલ કહે એ તો આપણે એક્સેપ્ટ કરવું જ પડે ને ! ખરી રીતે આ અમારી ભૂલ નથી, આ ફરજિયાત ભૂલ થવા દેવી પડે છે. અમારી બીડી એ જ્ઞાનીઓની અપેક્ષાએ ભૂલ નથી, અજ્ઞાનીઓની અપેક્ષાએ ભૂલ છે. પણ ગમે તેવી ભૂલ હોય પણ તેના માલિક તો અમે જ ને ! અને એ જતી રહે પછી એ પદ કેવું રહે ! એ પદ જ જુદી જાતનું હોય !

## છોડવાનું નથી, સમજ જ્ઞાનમાં પરિણમે કે છૂટી જશે

અમે વીસ વરસથી હુક્કો પીતા'તા. એ ખોટું જ છે, એવી સમજણ હોવા છતાંય છૂટતું નહોતું, પણ તેના પડ તો ઊખડતા'તા. તે લોકો કહે કે આ ખરાબ છે. હુંય કહું, કે હા, ખરાબ છે, ખરી વાત છે. દીવા જેવી સ્પષ્ટ છે. અમારી સમજમાં આવ્યું છે, 'આ હુક્કો હિતકારી નથી' એવું સમજમાં આવી ગયેલું છે, ઘણા કાળથી. પણ હજુ જ્ઞાનમાં નથી આવ્યું. જો જ્ઞાનમાં આવશે ત્યારે આ નહીં હોય. અમારી ચાયે છેલ્લા દસ-પંદર વર્ષથી હિતકારી નથી, એવું લાગ્યા જ કરતું'તું. છતાં પણ જ્ઞાનમાં નહોતું આવ્યું ને જ્ઞાનમાં આવ્યું તે દહાડે ચા મને દેખાઈ નથી અને યાદેય આવી નથી. આ હુક્કા એકલાનું મને જ્ઞાન ઉત્પન્ન થયું નહોતું. સમજમાં હતું, ખોટો છે એવું. જ્ઞાન ક્યારે કહેવાય, એની મેળે છૂટી જાય ત્યારે. એ છૂટી જવું ને જ્ઞાન થવું, બેઉ સાથે બને છે. ત્યાં સુધી સમજમાં તો છે જ કે 'આ ન હોવું ઘટે, ન હોવું ઘટે', એવું સમજમાં છે, પણ જ્ઞાન થયું કહેવાય નહીં.

એટલે અમે કહેતા, કે આ મારે વર્તનમાં નથી આવતું, એ અમારી સમજમાં રહેલું જ છે. અને જ્ઞાનમાં પરિણમવાનું નિરંતર થયા જ કરે છે. જ્યારે એક દહાડો પરિણામ પામશે, ત્યારે આ નહીં હોય. છોડવા-કરવાનું નહીં, એ જ્ઞાન જ પરિણામ પામશે. જ્ઞાન જ વસ્તુ બંધ કરી દે છે. બંધ થઈ જાય છે એની મેળે, ઑટોમેટિકલી. આ બહુ ઝીણી વાત છે, તમને જો સમજાઈ જાય તો.

## ચાર માર્કથી નાપાસ, એમાં બે માર્ક હુક્કાના

આ તો કોઈ કહેશે, 'આ હુક્કો ?' ત્યારે કહે, હુક્કોય આ પટેલની રુચિ માટે. મારી પોતાની રુચિ નથી રહી બિલકુલ. એટલે અમે ભગવાન તરીકે ડિફેક્ટિવ (દોષવાળા) નથી, પણ આ અંબાલાલ પટેલ તરીકે ડિફેક્ટિવ છીએ. આટલો જ દોષ છે વર્લ્ડમાં. તેય પટેલને છે, મારામાં તો બિલકુલ નથી. હું નિર્દોષ થયેલો, વીતરાગ થઈ ગયેલો છું ! આને લઈને ચાર ડિગ્રી માર્ક ઓછા મળ્યા અને નાપાસ થયો કેવળજ્ઞાનમાં. ત્રણસો સાંઈઠ ડિગ્રીને બદલે ત્રણસો છપ્પન થઈ. છતાં અમને એના ઉપર કિંચિત્‌માત્ર અભાવ નથી, કિંચિત્‌માત્ર દ્વેષ નથી. તેમ એના ઉપર રાગેય નથી. એને કહ્યું'તું, કે તારે જ્યારે જવું હોય ત્યારે જજે. મારે તારી પર કશું રાગેય નથી ને દ્વેષેય નથી. જે દહાડે તું ખોવાઈ જઉં તોય વાંધો નથી ને ભેગો ના થયો તોય વાંધો નથી. અને ભેગો થઈશ તોય વાંધો નથી. એની મેળે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા થઈને ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** એ એનો હિસાબ પૂરો થાય એટલે જાય ને, એ.

**દાદાશ્રી :** હા... અને કેવળજ્ઞાનમાં નાપાસ થયેલા છે, પછી વાંધો શો છે ? અને ચાર જ માર્કથી નાપાસ થયેલા છે. એમાં ચાર માર્કમાં આ બે માર્ક તો આ હુક્કો એકલો જ લઈ ગયો.

**પ્રશ્નકર્તા :** ઓહ... તો દાદા, આખો મોક્ષ અટકી પડ્યો ચાર માર્કમાં ?

**દાદાશ્રી :** મોક્ષ અટક્યો છે આખોય, ચાર માર્કને કારણે. અને એ

કાળચક્રના આધારે આ બેસી રહ્યો. લોકોનું કલ્યાણ થવાનું હશે, તેથી બેસી રહ્યો ! તે અમને નુકસાનેય નથી. લોકોનું કલ્યાણ થાવ ! અમે તો મોક્ષમાં જ રહીએ છીએ.

## લોક ઝવેરી નહીં છતાં કરે કોહિનૂરની પરીક્ષા

હવે સિગરેટ પીવે છે એમ માનીને ઘણા લોકો એમ કહે, કે દાદાજીને ફુલ જ્ઞાન નથી. સિગરેટ પીવે છે માટે ફુલ જ્ઞાન ન હોય. હવે અમારે શું ગૂંચાળો થયેલો, કે અમારું જ્ઞાન એવું થયેલું, કે અમારાથી કંઈ છોડી શકાય નહીં. એ છોડનારો રહેલો નહીં ને !

લોકો મારી બીડીને જુએ. મારી બીડીથી મારું માપ કાઢે. મૂઆ, તાવલો માણસ ડૉક્ટરના તાવની તપાસ કરી બેસે, એવું થયું. અલ્યા મેર ચક્કર, બીજું તે પૂછવું'તું, કે 'ભાઈ, તમારી દુકાનમાં બીજો માલ શું છે ?' તેં મને પૂછ્યું હોત તો કહેત ખરો. ઓવરવાઈઝ તો આ જુએ ને, એટલે પછી આખી દુકાનને માપી લે.

હુક્કો હોય ત્યાં સુધી લોકો જ્ઞાની માને નહીં. આપણા લોક કેવા, ઉપરનો માલ જુએ એવા છે, અંદર પરીક્ષા નહીં. આ લોકો ઝવેરી નહોય.

## લોકોને અણાહારી કર્યા તો પોતે કેવી રીતે પીવે હુક્કો ?

અમને મારા ગામમાં કેટલાક ભઈઓ આવીને કહે છે, 'તમે આ બૂટને પાલિશ (પોલિશ) શું કરવા કરાવો છો ?' ત્યારે મેં કહ્યું, 'શું કરું ?' ત્યારે કહે, 'એને પાલિશ કરાવાનો તમને શોખ છે આ તો.' ત્યારે જો ના કરાવીએ, ત્યારે કહેશે, 'તમે ઝીણા છો, પૈસા કેમ આપતા નથી પાલિશ કરાવવાના', એવું બોલે. માટે આ જગતને તો એકુંય બાજુથી બંધાય એવું છે નહીં.

**પ્રશ્નકર્તા :** કરેક્ટ.

**દાદાશ્રી :** એટલે અમે પેલાને કહીએ, કે 'ભઈ, તમારી વાત ખરી છે, પણ મને તો લફરું વળગ્યું છે આ હુક્કો હવે. જો તમારાથી નીકળે તો કાઢી નાખો', કહ્યું. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** નીકળે તો કાઢી નાખો.

**દાદાશ્રી :** હા, તો પછી બીજું શું કરીએ હવે ? કારણ કે અમારા જ્ઞાનમાં એ હોય, કે આ વસ્તુ કામની નથી છતાં આપણને વળગણ છે. એટલે જ્ઞાનમાં તો આવું વર્તતું જ હોય. એ લફરું જ દેખાયા કરતું હોય, બીજું કશું રસ નહીં. અમે કહ્યું, અમારે ઈચ્છા છૂટી ગઈ છે ને વળગણ છે અને ઈચ્છા છૂટી જાય ને વળગણ છૂટી જાય એ મહાવીર ! અને અમે અમારા જ્ઞાનમાં જુદા રહીએ છીએ. અમે એક સેકન્ડેય હુક્કો પીધો નથી. તમને ખાવા નથી દીધા તો અમે હુક્કો શી રીતે પીતા હોઈશું ? તમને ખાવા નથી દેતા અમે, ચંદુભાઈ ખાય ને તમે તો અણાહારી છો. શું છો ?

**પ્રશ્નકર્તા :** અણાહારી.

**દાદાશ્રી :** હં, આ સાયન્સ શી રીતે સમજાય એ લોકોને ? અમે હુક્કો કેટલો વખત પીવાય છે તે બધું જોઈએ ! હુક્કો અંબાલાલભાઈ પીવે છે, એટલે તો નિકાલ થાય છે. પરમાણુ બદલાય ત્યારે વસ્તુ બદલાતી જાય.

## જેની પુણ્યૈ કાચી તેને થઈ પડ્યો હુક્કો અંતરાયરૂપ

આ હુક્કો દેખીને તો કેટલાક માણસ પાછા હઉ વળી ગયેલા. કારણ કે એ અંતરાય હતા એમને. સ્થાનકવાસીઓ તો દર્શન જ નહોતા કરતા, હુક્કો જોઈને. મેં કહ્યું, આ હુક્કો અંતરાય થઈ પડ્યો છે આ લોકોને. આ હુક્કા-બીડીના સંયોગથી મને નડતર નથી પણ કોઈ તેને જુએ છે ને તેનું રેગ્યુલેટર ફરે છે. મેં કહ્યું, 'મૂઆ, બીડી મને નથી નડતી ને તને નડે છે ?'

કોઈકની પુણ્યૈ કાચી પડવાની હોય ત્યારે અને તેની પરિણતિ ફરી જવાની હોય ત્યારે તે મને બીડી પીતો જુએ અને તેની પરિણતિ ફરી જાય. તેની પુણ્યૈ પાકી હોત તો તે આવ્યો હોત ત્યારે મને બીડી પીતો ન જુઅત અને તેનું કામ નીકળી જાત ! તેથી ઘણા માણસો મને ભેગા થયેલા નહીં ને આવેલા એ જતા રહેલા ઘણાંખરાં, કે હજુ એ હુક્કો પીવે છે. ભલે જ્ઞાની હોય પણ હુક્કો પીવે છે એટલે એ આવેલા જતા રહેલા.

એમાં લોકોનું કલ્યાણ ના થાય ને, બિચારા કરી શકે નહીં ને ! જ્ઞાની છે છતાંય લોક લાભ ઉઠાવી શકે નહીં.

પેલાને મનમાં થાય, કે દાદા, હુક્કો કેમ પીતા હશે ? પણ દાદાનું મન એ ના જાણે. અમને અંદરખાને મનમાં એમ હોય કે આ ન હોવું ઘટે.

આ તો પછી જે અમુક કાચા માણસો અંતરાઈ ગયા આમાં, કે હજુ સિગરેટ-હુક્કો પીવે છે, માટે દાદા કશું પૂરા જ્ઞાની નહીં હોય. એવું લાગતું એમને. અરે, દાદાને તો કશુંય જોઈતું નથી. નથી હુક્કા જોઈતા, દુનિયામાં કોઈ ચીજ જોઈતી ના હોય એ 'દાદા' ! જ્ઞાની પુરુષને કશું જોઈતું નથી. લોકો હુક્કો જોઈને તંતે ચઢે અને અટકણ પડે, અનંત ભવ બગડે. જ્યારે હુક્કો તો બીજે દહાડે ખોવાઈ જશે (ખરી પડશે). જેને આ જગતની કોઈ ચીજ જોઈતી નથી, તેને ભાગ આ હુક્કો આવ્યો, તેય અજાયબી છે ને !

## બીડીને પણ દિવ્યકર્મરૂપે જોશે તો કામ નીકળી જશે

મેં કહ્યું, લોકો આ મારો હુક્કો જોઈને ભાગી જાય છે. અહીં સમજણ કાચી પડી જાય છે. જ્ઞાનીને જાણવાનો ફાયદો નથી, જ્ઞાનીને સમજો. જ્ઞાનીને જાણવા જશો તો ડખો થઈ જશે. એ શું કરે છે ને શું નહીં તે સમજો. જ્ઞાનીને જાણવા જશો તો લાગશે કે તે હુક્કો પીવે છે, વાળ સફેદ થઈ ગયા છે, તેઓ આમ કરે છે ! તે જાણવા ગયા તો ગૂંચાઈ જશો. પણ જ્ઞાનીને સમજશો તો ઉકેલ આવશે ! મને જો જ્ઞાની મળ્યા હોત અને તે જો બ્રાન્ડી પીતા હોત, તો હું જાણત નહીં કે બ્રાન્ડી પીવે છે પણ સમજત કે શા આધારે બ્રાન્ડી પીવે છે, અને શા આધારે આ અસર મુક્ત રહી શકે છે !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એના ઉપરથી એવું સમજાય છે, આનો તાળો મેળવતા એવું લાગે છે, કે જ્ઞાની પુરુષના દરેક કર્મ દિવ્ય છે !

**દાદાશ્રી :** દિવ્ય છે જ ! એટલે એ જોશો નહીં. હું એ જ ચેતવું છું, કે મૂઆ, અમારું બધું જોશો નહીં. જોવા જેવું હોય નહીં અમારું. જ્ઞાની

પુરુષ એ તો વર્લ્ડના, બ્રહ્માંડના સ્વામી કહેવાય ! એમને તો જે હોય ને, એ એમના દિવ્યકર્મ કહેવાય છે ! શું કહેવાય છે ?

**પ્રશ્નકર્તા :** દિવ્યકર્મ.

**દાદાશ્રી :** એમના બધા કર્મોય દિવ્ય કહેવાય. એ આ પહેરે કે તે પહેરે, એ શરીરના માલિક જ ના હોય પછી એમને અડે શું તે ? પોતે વાણીના માલિક નથી, શરીરના માલિક નથી. છતાં લોક બીડીઓ પીએ છે, તેવું જોતા'તા. તેને દિવ્યકર્મો તરીકે જુએ તો કામ કાઢી નાખે.

## હુક્કો પીધા પછી વાણી નીકળતી જોમભેર !

આ મહાત્માઓને કોઈને વાંધો નહોતો. એ 'હુક્કો લાવો', કહું, તે બધા મહાત્માઓ પાછા લાવીને આપે. મહાત્માઓ તે એમને તો જ્ઞાન થઈ ગયું છે, એમને સુખ થઈ ગયું છે. એટલે કહેશે, આપણે આપણો નિકાલ કરીએ છીએ, એવો દાદા એમનો નિકાલ કરે છે. એ બધા સમજી જાય. મહાત્માઓ તો મહીં કેટલાક વાણિયા તો એવું બોલતા'તા કે 'દાદા, આ તમે હુક્કો પીને બોલો છો, પછી જે અમને મજા આવે છે...' કારણ કે મસ્તીમાં બોલું ને ! હેય... મસ્ત રીતે બોલું આમ ! એવી બોલે વાણી !

**પ્રશ્નકર્તા** (બીજા પ્રશ્નકર્તાને) **:** અરે ! આભ ફાટે એવી નીકળે !

**દાદાશ્રી :** આખું શાસ્ત્રનું શાસ્ત્ર બોલી નાખે.

**પ્રશ્નકર્તા** (બીજા પ્રશ્નકર્તાને) **:** જેણે સાંભળ્યું હશે ને, હેય... તે આમ પહાડી અવાજ...

**પ્રશ્નકર્તા :** મને તો દાદા, એ અનુભવ નથી પણ આ બધા વાત કરે, કે દાદા જ્યારે પેલી ચુંગી પીતા'તા, પાઈપ પીતા'તા, ત્યાર પછી જે વાણી નીકળતી'તી, એટલી જોરદાર, તે એવી અમે કોઈ દહાડો સાંભળી નથી પછી.

**દાદાશ્રી :** એવી વાણી સાંભળવાની મળે નહીં, એવી વાણી નીકળે !

**પ્રશ્નકર્તા :** આ બધા વાતો કરે તે મેં સાંભળી. કહે છે, 'એટલી

બધી દાદાની વાણી નીકળ્યા કરે, કોઈ પ્રશ્ન ના પૂછે તો પણ સતત નીકળ્યા કરે.'

**દાદાશ્રી :** ત્યાં મુંબઈમાં શેરબજારનો મોટામાં મોટો એક છે તે દલાલ, યશવંતભઈ કરીને. તો એ યશવંતભઈ આવે દર્શન કરવા, એ કહે, 'દાદા, પહેલા અત્યારે તમે થોડો હુક્કો પી લો, તે પછી મારે સાંભળવું છે. તમે હુક્કો પીને પછી મારો પ્રશ્નનો જવાબ આપો.' મેં કહ્યું, 'કેમ એમ ?' ત્યારે કહે છે, 'તો દરઅસલ જવાબ નીકળે છે !' શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** અસલ જવાબ તો જ નીકળે.

**દાદાશ્રી :** અને એ વાત ખરી છે ને, આયે મશીન છે ને એય (મગજેય) મશીન છે ! તે પેલા યશવંતભઈ તો એમ જ કહે, 'તમે હુક્કો સળગાવો પછી હું સાંભળું. થોડો હુક્કો પી લો.' અને પછી જો ધમધોકાર ચાલે. અને હુક્કો પીધા પછી જે વાત નીકળે ! કોઈ શાસ્ત્રમાં જડે નહીં એવી વાત હોય ! બોલો હવે ! એય રોફભેર આમ !

**પ્રશ્નકર્તા :** જરા કાંટો આવે, કાંટો.

**દાદાશ્રી :** હા. અરે, એવી વાણી નીકળે કે જાણે લિંકભેર નીકળ્યા કરે આમ. એટલે ખૂબ ટેસમાં નીકળે વાણી ! ભરપટ્ટ વાણી નીકળ્યા કરે. કારણ કે વાણી નિરાળી, પહેલેથી જ નિરાળી વાણી ને, સાંભળવા જેવી. ભલે ને, થોડી હુક્કાની લત હોય, ગમે તે હોય, પણ વાણી નિરાળી ! શબ્દો એવા આમ ફર્સ્ટ ક્લાસ નીકળે, અને અવિરોધાભાસ ! સંગીતશાસ્ત્રોનો જાણકાર પણ આમ ખુશ થઈ જાય !

આ તેથી બધા કહેતા'તા, 'આપ જરા ચુંગી પી લો, પછી છે તે સાંભળીએ.' જોમભેર ! અને જો વાણી નીકળે ! જો વાણી નીકળે ! સ્ટફભેર બહુ, ખૂબ સ્ટફથી.

## હવે વાણી મોળી નીકળવાની

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ તે વખતે જે વાણી નીકળતી'તી... આપ કહો છો ને, કે નશો હતો ને વાણી જે નીકળતી'તી...

**દાદાશ્રી :** બહુ ઊંચી વાણી નીકળે !

**પ્રશ્નકર્તા :** હા, એટલે એ જે વાણી નીકળતી'તી અને ત્યાર પછીથી આ જે નશા વગરની વાણી જે નીકળે છે...

**દાદાશ્રી :** આ મોળી નીકળવાની. પેલી તો ટાઈટ આમ, સામા માણસને ટાઈટ કરી નાખે. એવા શબ્દો મહીંથી નીકળે કડક. આ તો હવે બધું ટાઢું પડી ગયું. પેલી તો ધૂણી આખો દહાડો ચાલુ જ.

**પ્રશ્નકર્તા :** નટુભાઈ કહે, કે ''દાદા જ્યારે હુક્કો પીતા'તા અને જેવો સત્સંગ નીકળતો'તો એ વખતે, એવો હવે નથી નીકળતો.''

**દાદાશ્રી :** બહુ હાઈ લેવલનો ને ખુશ થઈ જાય બધા. અને જરાય ભૂલ વગરનો. ચોપડીમાં લખવા જેવો બધોય.

**પ્રશ્નકર્તા :** હા.

## બહારનો ભાગ મશિનરી, તે હુક્કો રાખે જાગૃત

**પ્રશ્નકર્તા :** તે વખતે જે જોરદાર વાણી નીકળતી'તી, તેનું કારણ શું ? તમાકુને કંઈ કારણ આપી શકાય, નિમિત્ત ?

**દાદાશ્રી :** હા, ઈન્ટૉક્સિકેશન. કારણ કે કેફી વસ્તુ છે ને ?

**પ્રશ્નકર્તા :** હા જી. તો દાદા, એનું કારણ શું, એ હું જાણવા માગું છું.

**દાદાશ્રી :** એનું કારણ છે કે ભઈ, સંપૂર્ણ એકાગ્રતા ને ! એનો નશો રહેવાનો, ઈન્ટૉક્સિકેશન. મહીં મગજ-બગજ આમ ફર્સ્ટ ક્લાસ તર થયેલું હોય.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મગજ-બગજ એટલું બધું તર હોય કે ન પૂછો વાત ! અત્યારે મગજમાં થોડું ઊંઘતું (ડલનેસ) હોય. તે આ મગજ છે ને તે મશિનરી છે. તે મશિનરીમાં જેમ પેલું ઊંજણ નાખવું પડે છે ને, એવું નાખે

તો તર થાય. ત્યારે મારે તો બહુ બોલવું પડે ને આખો દહાડોય. ત્યારે બીજી કંઈ ટેવ નહીં. બીજો કોઈ અભ્યાસ નહીં. બીજા વિટામિનવાળા ખોરાક નહીં અમારા. જે આપણું છે તે થોડું ફૂડ હોય. હા, એટલે આ મગજને કંઈ જાગૃત રાખતું હશે એ.

અંદરની જાગૃતિ તો ખરી, પણ આ બહારની (મગજની) નસોનીય જાગૃતિ રાખે. શું રાખે ?

**પ્રશ્નકર્તા :** બહારની નસોની જાગૃતિ રાખે.

**દાદાશ્રી :** હા, પણ એની જરૂર નથી. એ એની મેળે ખોટ પૂરાઈ જશે, એ કુદરતી રીતે પૂરાઈ જશે. અને હુક્કેય એના વખતનું કામ તો કર્યું જ હશે ! એ હુક્કે તો સારું કામ કર્યું તે !

## દ્રવ્યશુદ્ધિવાળાને જગત એક્સેપ્ટ કરે

**પ્રશ્નકર્તા :** દાદા, એ વખતે જ્યારે આ મગજ બરોબર તર થઈ જાય ત્યારે દાદાની વાણી એકદમ સારી નીકળે, તો એવું મગજ તર થઈ જાય એવી સ્થિતિ ચાલુ રાખવી હતી ને ? તો વાણી સારી નીકળ્યા કરત ને ?

**દાદાશ્રી :** સારી નીકળત... એ વાણી સારી, એ આપણા લોકોને શોખને માટે લાગે છે. પણ વ્યવહાર તો એક બાજુ એવું કહે ને, કે હુક્કો પીએ છે, દાદા. એટલે પાછા જતા'તા લોકો. લોકોને ગભરામણ થઈ જાય ને ! અને સાધુઓ કહ્યા કરે, કે 'દાદા તો હુક્કો પીએ છે, શું જોઈને જાવ છો ?'

**પ્રશ્નકર્તા :** તો જે થયું તે સારું થયું છે.

**દાદાશ્રી :** હવે આવું કરવાની જરૂર જ હતી. તે એની મેળે જ થઈ ગયું. અમને વ્યસન ના હોવું જોઈએ. અમે આ બીડી પીતા'તા ને, તે લોક ખોડ કાઢે કે ના કાઢે ? મોટા જ્ઞાની થઈને પોતે બીડી પીએ છે ! એ દ્રવ્ય અશુદ્ધિ કહેવાય. મહીં ભાવથી ના હોય, ઈચ્છા નથી બીડી પીવાની. ભાવ જતો રહ્યો છે. ભાવશુદ્ધિ થઈ ગઈ છે, પણ દ્રવ્ય અશુદ્ધિ રહી ગઈ છે.

દ્રવ્ય એટલે પરિણામ. અત્યારના ચોપડે નથી પણ આ પહેલાનું પરિણામ છે. પરિણામ શુદ્ધિ નહીં હોય ત્યાં સુધી બહાર ફેલાશે નહીં. લોકો એને એક્સેપ્ટ નહીં કરે. પરિણામની શુદ્ધિ જોઈએ. મન બગડેલુંય ના ચાલે. મન તો બિલકુલ ક્લિયર જોઈએ. દ્રવ્યશુદ્ધિ હોય તો જ બહાર જગત એક્સેપ્ટ કરશે. એ બહારના લોકોનું કલ્યાણ દ્રવ્યશુદ્ધિ સિવાય થાય નહીં.

## વ્યવહારમાં ખોટું દેખાય ને હરકતકર્તા ખરું

હુક્કો હોય ત્યાં સુધી ચાલે નહીં ને ! માનો કે મને હરકતકર્તા ના હોય, તોય લોકને તો હરકતકર્તા ખરી ને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** ફક્ત આ વ્યવહારમાં જ ખોટું દેખાતું'તું. એક વ્યવહારમાં ખોટું દેખાતું'તું ને અમારા મહીં ફેફસાં બગડતા'તા. એક અંદર નુકસાન કરતું'તું ને વ્યવહારમાં બહાર ખોટું દેખાતું'તું. અને મનેય હરકતકર્તા ખરી. એ ના મળે તો ચિત્ત ત્યાં જાય. એટલે વ્યસન માત્ર છે તે ટેવ છે, એ બધું નકામું છે.

હું બીડી પીતો હતો તેટલું મારું મન કાચું કહેવાય. અમારે મનમાં એમ કે બહારનું છે તે નડે તેમ નથી, પણ એય કાચું જ કહેવાય ને ! એ ગયું ત્યારે કામ થાય.

## વ્યસન એ પ્રતિબદ્ધતા કહેવાય

અમે હુક્કો પીતા'તા, તે પંચાવન વર્ષથી હુક્કો-બીડી પીતા'તા. આજ બોતેર વર્ષ થયા. અત્યારે જો કે મને કોઈ વ્યસન નથી. આ બે વર્ષ ઉપર જતું રહ્યું. તે જુઓ એ હુક્કો બે વરસ ઉપર જતો રહ્યો. હવે અમને દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવનું કોઈ બંધન રહ્યું નથી. એ ત્યાર પછી તો લોક બધું પેસી ગયું. 'આ દાદાએ હુક્કો છોડી દીધો', કહે છે. ટીકા કરવાનું સાધન ના રહ્યું ને !

ચા ને બીડી-સિગરેટ બે એવા હેરાન કરતા'તા, કે એ જોઈશે જ

એમ બોલવું પડતું. હવે એવું કશું નથી, જે હોય તે. અત્યારે ઉકાળો ના આવ્યો તોય કશો વાંધો નહીં, નાસ્તો ના આવ્યો તોય કશો વાંધો નહીં. એની ભાંજગડ નહીં. કારણ કે વ્યસન નથી.

જ્ઞાન પછી અમારે કોઈ પણ વસ્તુની જરૂર જ નથી હોતી, આ દુનિયાની કોઈ ચીજ અમને ખપતી ના હોય. ખાવા-પીવાની કોઈ ચીજ અમને ના ખપે. પણ આ એક બંધન, 'પેલો હુક્કો લાવો', અત્યાર સુધીમાં તો ત્રણ વખત સંભાર્યું હોય મેં. ત્યારે તમે ના સમજી જાવ, કે દાદા અહીં બંધાયેલા છે હુક્કા જોડે ? દાદા કહે છે, હું મુક્ત છું, પણ છે તો હુક્કા જોડે બંધાયેલા, એવું સમજી જાવ કે ના સમજી જાવ ?

**પ્રશ્નકર્તા :** સમજી જવાય.

**દાદાશ્રી :** એટલે વ્યસન એ પ્રતિબદ્ધતા કહેવાય. અને જ્ઞાની પુરુષ કોને કહેવાય, કે જેને દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી અપ્રતિબદ્ધપણું હોય, ત્યારે એને જ્ઞાની પુરુષ કહેવાય. તો હવે મારે બીડી જોઈએ, અમુક ટાઈમ થાય એટલે હું માગું, એટલે પ્રતિબદ્ધ તો ખરું ને ?

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** પા-પા કલાકે હુક્કો સાંભર્યા કરે, આત્માનો ઉપયોગ ચૂકાવડાવે. અમેય જાણતા'તા, આ અંતરાયરૂપ છે, પણ ઉપાય જ નથી. અને છોડી શકાય નહીં અમારાથી. અમે બીજાને છોડી આપીએ, આશીર્વાદ આપીને, પણ અમને કોણ આશીર્વાદ આપે ?

## અમારી કૃપાથી લોકોને છૂટે પણ અમારે નહીં

આ માર્ગ જ જુદો છે ને ! જુઓ ને, તે દહાડે આ દાદા હુક્કો પીતા રહી ગયા. અને આ જુઓ, પેલા ભાઈને શું થઈ ગયું'તું ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા હુક્કો પીતા રહી ગયા...

**દાદાશ્રી :** આ દાદા હુક્કો પીતા રહી ગયા, પણ દાદાની ભક્તિ કરતા કરતા એ ભાઈની સિગરેટ છૂટી ગઈ. કેટલા વર્ષની સિગરેટની ટેવ હતી ?

**પ્રશ્નકર્તા :** પચ્ચીસ વર્ષની.

**દાદાશ્રી :** પચ્ચીસ વરસની ટેવ ગઈ, જતી રહી દાદાની ભક્તિ કરતા કરતા. આ દાદા હુક્કો પીવે ને લોકોનું કાઢી નાખે સિગરેટ ને બધું. પચ્ચીસ વર્ષથી સિગરેટ ખસતી નહોતી. એ એની મેળે જ ખસી ગઈ. દાદા શું ના કરે ?

**પ્રશ્નકર્તા :** દાદા, પચાસ વર્ષ સુધી ચા છૂટતી નહોતી. વ્યસન હતું. અને એને છોડાવવાની વાત કરે તોય બિલકુલ છૂટતું નહોતું. અને દાદા પાસે આવ્યા પછી આ આઠ મહિનાની અંદર ચા એવી રીતે જતી રહી કે ખબર નથી પડતી.

**દાદાશ્રી :** જતી રહી, એમ ?

**પ્રશ્નકર્તા :** જતી રહી, દાદા.

**દાદાશ્રી :** બિલકુલ જતી રહી ?

**પ્રશ્નકર્તા :** બિલકુલ, જરાય સાંભરતી નથી.

**દાદાશ્રી :** ત્યારે પછી ! દાદાની કૃપાથી શું ના થાય ?

**પ્રશ્નકર્તા :** કૃપા ઊતરે તો વધારે કંટ્રોલમાં રહે એવું બને ?

**દાદાશ્રી :** મને સમજાયું નહીં, તમે શું કહેવા માગો છો એ ?

**પ્રશ્નકર્તા :** એ મનેય સમજાવતા નથી આવડતું. દાખલો કહું. તમારી જે બીડી ગઈ અને ચા ગઈ એની તમને કંઈક ઈફેક્ટ વર્તે છે, એવું અમને દેખાતું'તું. જ્યારે મારી ચા ને બીડી તમારી કૃપાથી ગઈ, તો મને કોઈ ઈફેક્ટ જ ન વર્તાઈ.

**દાદાશ્રી :** એ બરોબર છે.

**પ્રશ્નકર્તા :** એટલે કૃપા વધારે અસર કરે એવું ખરું ?

**દાદાશ્રી :** કૃપા તો બહુ કામ કરે. કૃપા તો ઘણું કામ કરે. કૃપા પ્રાપ્ત થવી ને, એ તો બહુ સહેલી વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** કારણ કે પહેલાનો જે અનુભવ છે કે બે કલાક જો બીડી ના પીધી હોય, તો જાણે કે હવે આપઘાત કરીએ એવું લાગે.

**દાદાશ્રી :** હા, એવું બધું હોય.

**પ્રશ્નકર્તા :** અને આ વખતે ગઈ, તે ખબર જ ન પડી. કશી સમજણ જ નથી પડતી.

**દાદાશ્રી :** હા, કૃપા એ તો બહુ ઊંચી વસ્તુ છે ! કૃપા એટલે એકદમ રાજી રાખવા, કોઈ પણ રસ્તે. એમને રાજી રાખવા, ગમે તે રસ્તે. એ આપણો ધ્યેય બધો સમજી જાય, કે આપણો શું ધ્યેય છે, એ સમજી જાય ત્યારે કૃપા ઊતરે. મારો ધ્યેય છે ને, તે એના ધ્યેયને મળતો આવે ત્યારે કૃપા ઊતરે. દાદાની કૃપાથી શું ન થાય ?

હવે જો મારો કોઈ ગુરુ હોત તો મને આમ જ કહી દે, કે આજથી તમને આજ્ઞા કરીએ છીએ, હુક્કો-સિગરેટ નહીં પીવાના. તો તો અમે જાણીએ કે ભઈ, હવે ઉકેલ આવી ગયો. હવે અમને કોઈ છોડાવનારો નથી, અને અમે છોડનાર તરીકે રહ્યા નથી એટલે શી દશા થાય ? ત્યારે આ બધા મને કહે છે, 'બીડી કાઢી નાખો.' મેં કહ્યું, 'ના કઢાય, મૂઆ, હવે મારાથી શી રીતે કઢાય ? હવે તો બંધનમાં આવી ગયા અમે. હું વિધિ કરીને તમારું છોડી આપું, પણ અમારું ના નીકળે.'

## ચાની જેમ હુક્કો ખરી પડવાની રાહ જોઈ રહ્યા'તા

મારે બીડી નહોતી છૂટતી, સિગરેટ. હુક્કો પીતો હતો તે. અને હું છોડુંય નહીં. મારાથી આવું કેમ થાય ? આવું થાય જ નહીં ને ! ખરી પડવું જોઈએ. કાચા પાન તોડાય નહીં, એની મેળે પાન પાકીને પછી ખરી પડવા જોઈએ. જેમ ચા ખરી પડી, એવી રીતે હુક્કો ખરી પડવો જોઈએ.

તે ચા જતી રહી, તે આ અમને સાંભરતીય નહોતી બળી ! હવે આ એક મહેમાન હતા, એમને કહ્યું'તું, કે તમારું આયુષ્ય હોય ત્યાં સુધી રહો, બા. ઘર તમારું છે. આયુષ્ય વગર અધવચ્ચે મરશો નહીં. નહીં તો

ભૂત થાય અધવચ્ચે મર્યા હોય તો ! ભૂત થઈને વળગે આ, તેના કરતાં સારી રીતે મરે એ શું ખોટું ?

**પ્રશ્નકર્તા :** તમે તો એવું કહેતા'તા તે દહાડે, કે આ વહેલું અપાઈ ગયું, કાચું કપાઈ ગયું ? કાચું કપાયું'તું ને ?

**દાદાશ્રી :** પહેલી વખત તો એવું થયું'તું ને ! એટલે અમારાથી છોડાય નહીં, એની મેળે ખરી પડવું જોઈએ. ખરી પડવું એટલે રસ ચૂસાઈ જાય એટલે ખરી પડે. એનો રસ પૂરો થઈ જાય ને, દરેક કર્મના ઉદયનો, એટલે ખરી પડે, એની મેળે જ. એટલે અમે રાહ જોઈને બેઠેલા, ખરી પડવાની. જેમ ગુંદર ચોંટાડેલી ટિકિટ હોય ને, તે ધીમે ધીમે ગુંદર ઓછો જ થતો જાય ને ? તે એની મેળે ખરી પડે ત્યાં સુધી રાહ જોવાની મારે.

❖❖❖❖❖

## [૨.૪]
# જાગ્યું લોકોનું પુણ્ય ને છૂટ્યું વ્યસન

### 'તમે વધારે જીવો' કહી, ડૉક્ટર કરે ઑનરરી સેવા

હવે મારી ઈચ્છા એવી નહોતી, કે આ હુક્કો હોય તો સારું. પણ લોકોના કાંઈક પુણ્ય કાચા પડતા હોય, તે ખસતો નહોતો. પણ પછી લોકોનું પુણ્ય જાગ્યું ! કેવું પુણ્ય જાગ્યું ? તે પછી એ એની મેળે ખરી પડવાનો વખત ના આવ્યો, બીજો કંઈ અવસર આવ્યો.

**પ્રશ્નકર્તા :** હા, એ કહો ને, પછી આ હુક્કો, આ સિગરેટ કેવી રીતે ગયા, દાદા ?

**દાદાશ્રી :** સિગરેટનું શું થયું કે, હવે વસ્તુસ્થિતિમાં છે તે એ હુક્કો શી રીતે ગયો, તે હું તમને સમજાવું. જુઓ, જ્ઞાની પુરુષો પણ પુણ્યૈ કેવી સુંદર લાવ્યા હોય છે !

તે તબિયત નરમ થઈ ગઈ. લિવરની મહીં બીમારી છે.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે ગઈ સાલ કે ત્રીજી સાલ ?

**નીરુમા :** ત્રીજી સાલ.

**દાદાશ્રી :** ત્રીજી સાલ ઉપર લિવરની બીમારી થઈ શરૂ. તે અરસામાં

મારી ઉંમર સિત્તેર વર્ષની હતી, ચાર વર્ષ પહેલા, અને તે અરસામાં વડોદરાના મોટા ડૉક્ટર છે કિકાણી સાહેબ કરીને, તે દર દસ-પંદર દહાડે આવીને તબિયત જોઈ જાય એ. અમારી ઑનરરી સર્વિસ (માનદ સેવા) કરે. વારેઘડીએ આવે ત્યારે પછી મેં કહ્યું, 'કેમ તમે આટલી બધી કાળજી રાખો છો ?' ત્યારે કહે, 'તમને તો અમારે ટેકા આપવા જોઈએ, પંદર-વીસ વર્ષ વધારે જીવો.' મેં કહ્યું, 'શું કારણ ?' ત્યારે કહે, 'તમે વી.આઈ.પી. છો.' તે દહાડે વી.આઈ.પી.નો અર્થ હું સમજતો નહોતો. ત્યારે મેં કહ્યું, 'વી.આઈ.પી. એટલે શું ?' તે હું જાણું-સમજું નહીં. આ અમે સાંભળેલો જ નહીં ને, શબ્દ ? ત્યારે કહે, વેરી ઈમ્પૉર્ટન્ટ પર્સન (ખૂબ જ મહત્ત્વની વ્યક્તિ) ! ઓહોહોહો ! તે પાછા પર્સનમાં (વ્યક્તિમાં) આવ્યા, જ્ઞાની ! જ્ઞાની શામાં આવ્યા ?

**નીરુમા :** આત્મામાંથી પર્સનમાં આવ્યા.

**દાદાશ્રી :** પર્સનમાં આવ્યા ! પર્સન કોને કહેવાય ? જેને પર્સનલ મેટર (વ્યક્તિગત બાબત) હોય ને, એને પર્સન કહેવાય. અમારે તો પર્સનલ મેટર હોય નહીં. એટલે ડૉક્ટરો બધા પાછા જ્ઞાની પુરુષને શું માને ? વી.આઈ.પી. માને. મેં કહ્યું, ઓહો ! આવી વૅલ્યૂ કરી આ ! આ ઈમ્પૉર્ટન્ટ છે ? પણ તે જગત તો જેવું આવડે એવું જ બોલે ને ! બીજું તો ક્યાંથી આવડે એને ?

એટલે એ હુક્કાનું પછી શું થયું તે હું તમને કહું થોડી વિગત ? પછી એમ ના કહેશો કે, 'ભઈ, દાદા એમની જ પોતાની વાતો કર કર કરે છે.' તમને કેવું લાગે છે ? કરું વાત ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** એટલે તે મને ચેકિંગ કરી જાય, ત્યારે હું પૂછું, કે ડૉક્ટર, તમે કેમ આમ કરો છો ? કંઈ ફી લેતા નથી ને ! તો કહે, 'અમારે ફી લેવાની ના હોય. આ તો અમારી સેવા છે. તમે કેમ કરીને પંદર-વીસ વર્ષ વધારે જીવો, તો આ જગતનું કલ્યાણ થાય !'

## એક દહાડો માગી ફી

તે પછી એ કિકાણી સાહેબે બહુ દહાડા થયા, તે એક દહાડો ગમ્મત કરી. મને કહે છે, 'અમને હવે કંઈ ચાર્જ (ફી) આપો, અમારી ફી.' એટલે મને બહુ ગમ્યું. કે આમને ફી આપણે આપવી'તી, માથેથી બોજો ઊતરી જાય એમનો ઉપકારનો !

રોજ ઉપકાર સહન થાય ખરો કંઈ ? ઉપકાર ક્યાં સુધી માણસ જીરવી શકે ? અને અમે તો જ્ઞાની પુરુષ કહેવાઈએ ! નાનપણમાં ચા પીધેલી હોય, એ અમારા લક્ષમાં હોય, કે આ ભઈને ત્યાં ચા પીધી'તી. પછી સો ગાળો ભાંડી ગયો હોય એ લક્ષમાં ના હોય. અમે એ લક્ષ રાખતા જ નથી. એ શું કરી ગયો છે એ લક્ષમાં રાખીએ. એની ચા પીધી, એક ફેરો, એ અમારા લક્ષની બહાર ના જાય.

કોઈ પણ તમે કામ કરો, એટલે મને ઉપકાર તો રહે જ ને ! એટલે મેં કહ્યું, આ ઉપકાર ના ગમે, આપણે તો પૈસા આપી દેવાય એટલે ઉકેલ આવી ગયો. એનો પ્રેમ સાચો છે, પણ પૈસા આપ્યા હોય એટલે આપણને બોજો ના રહે. એટલે મને લાગ્યું કે આ બોજો ઓછો થયો. આપણે ક્યાં સુધી એમના અહેસાનમાં રહીએ ? આપણા ભક્ત નહોતા એ. ભક્ત હોય તો તો વાંધો નહીં. પણ એ તો ભક્તેય નહોતા બિચારા. ભક્તો હોય તો બોજો ના રહે.

**પ્રશ્નકર્તા :** ડિવોટી (ભક્ત) હોય તો વાંધો નહીં.

**દાદાશ્રી :** હં. કારણ કે તો તો એને આપણે આશીર્વાદ આપતા હોય, બધું આપ્યા જ કરીએ એ તો. એટલે એનો વાંધો નહીં. પણ આને કશું આપતા નથી, આપીએ આશીર્વાદ પણ એ એને ખબર નથી કે શું આપીએ છીએ એ ! એટલે એનો બોજો રહ્યા કરે.

એટલે મેં નીરુબેનને કહ્યું, 'ભઈ, એમને બધો ચાર્જ આપી દો.' કારણ, આવા સારા માણસ ક્યાંથી મળે ? અને અમારી પાસે પૈસા-બૈસા હોય પાછા, હું કાંઈ બાવો થયેલો નથી. આ અમારા ઘરના કપડાં પહેરું છું. આ કપડાં મારા વેપારના, ધંધાના નફાના. પહેલા કાળાબજારના હશે

પણ અત્યારે સારા બજારના છે. એટલે મેં કહ્યું, 'પૈસા છે તે એમને આપી જ દો. એ કહે એથી બમણા આપી દેજો પણ એમને ખુશ કરી દો.'

## ફી 'આપવી પડશે' કહી, પ્રેમથી લીધા ઘાટમાં

એટલે પાછા પેલા કિકાણી સાહેબ કહે છે, 'ફી આપવી પડશે.' એટલે મેં કહ્યું, આ 'પડશે પડશે' કેમ કહે છે ? શું કારણ છે ? આપણે આપવા ખુશી છીએ છતાં 'પડશે' ! 'આપવી પડશે' શબ્દ બોલે એટલે મારે તો શબ્દ તરત તોલાઈ જાય. તોલીને કેટલા રતલ આનું વજન, આનું વજન કેટલું, એ બધું જ ખબર પડી જાય, ઍટ એ ટાઈમ (તે જ ક્ષણે) ! એ કંઈ ઓછું એમાં કાચું જાય ? તરત જ મહીં મશિનરી ચાલુ જ હોય.

ત્યારે મેં કહ્યું, ''આ વળી પાછું 'આપવી પડશે' એટલે શું કહેવા માગે છે ? આપણે તૈયાર છીએ ને પણ તોય 'આપવી પડશે' બોલ્યા.'' આમ પ્રેમથી બોલે પાછા, 'આપવી પડશે.' અને પાછો પ્રેમ હોય એમાં. તે મને થયું, આ પ્રેમ દેખાય છે ને આ શું કહેવા માગે છે ? આમ ફૉર્સેય (દબાણેય) નથી અને પ્રેમ દેખાય છે ! ફૉર્સને આપણે ઓળખી જઈએ કે ના ઓળખી જઈએ ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** ફૉર્સથી 'આપવી પડશે' કહે તો એને સમજીએ કે ના સમજીએ ? આપણે બધું સમજી જઈએ એ શું કહેવા માગે છે ! અમે તો એના મનને હઉ ઓળખીએ.

એટલે મેં કહ્યું, 'આપ જે કહો એ આપીશું.' અને અમે તો ક્ષત્રિય લોકો, અમને બીજું ઊંડું ના આવડે. અમને છલ ના આવડે. સીધું હોય એવું, સમજણ પડે એવું બોલી જઈએ. મેં કહ્યું, 'તમે માગો એ આપીશ.' વાણિયા હોય તે તો ઊંડા થઈ જાય ઝટ, તે ઘડીએ. અને કહેશે, આ કંઈ નવી તરકીબ છે. પણ અમે તો ભલા માણસો; તે ભલાનું પ્રારબ્ધેય ભલું હોય. કેવું ? અને ઊંડાનું પ્રારબ્ધ કેવું હોય ?

**પ્રશ્નકર્તા :** એવું જ હોય, ઊંડું જ હોય.

**દાદાશ્રી :** ઊંડું હોય. એટલે મેં ભગવાનને પૂછેલું, 'ભલાવાળાનું નુકસાન થશે ?' ત્યારે કહે, 'ના. તે એનું પ્રારબ્ધેય ભલું હોય.' મેં કહ્યું, ભલાનું પ્રારબ્ધ જ ભલું હોય તો પછી વાંધો શો છે ? નિયમ બધા. એટલે પછી મેં કહ્યું, 'ડૉક્ટર, તમે કહો એ આપી દેવાનું.'

## વાહ ! નાગર ડૉક્ટર, ખરી ફી માગી લીધી

એટલે પછી ધીમે રહીને ડૉક્ટર કહે છે, 'તમારો હુક્કો, સિગરેટ, બીડી જે કંઈ હોય, તમાકુ અંગેનું એ બધું મને આપી દો. મારી ફી તરીકે !' એટલે મેં તો કહેલું, 'આપીશ', હવે અમારાથી કેમ ફરી જવાય ? હવે ફરી જવાય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તમે માગો એ આપીશ, એમ કહ્યું, એ મૂડી હોય કે ગમે તે હોય. અને ફી માગે તો આયે આપવું પડે. ત્યારે કહે, 'દાદા, હુક્કો, બીડી, સિગરેટ દરેક ચીજ મને આપી દો. તમારી પાસે કંઈ રહેવું ના જોઈએ. એટલી સિલક બધી આપી દો.' શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** એ એની ફી.

**દાદાશ્રી :** મેં કહ્યું, 'તમે જૂનાગઢના નાગર !' એ નાગર હતો જૂનાગઢનો, 'નાગર બચ્ચો, કદી ન હોય કચ્ચો !' જરાય કાચો ના હોય. બહુ પાકો માણસ ! જુઓ ને, પહેલો બાંધી દીધો ને ! પછી અમે તો ક્ષત્રિય, આ આપ્યું. મેં ડૉક્ટરને કહ્યું, 'હાથ લાવો, લાંબો કરો', આમ કહ્યું, આમ હાથ ધરો કે હું આપી દઉં. તે આમ કરીને આપ્યું. મેં કહ્યું, 'આઈ પ્રૉમિસ ટૂ પે યૂ (હું તમને વચન આપું છું) !' પ્રૉમિસ ટૂ પે, એવો શબ્દ હઉ બોલ્યો. એ ડૉક્ટર ખુશ થઈ ગયો.

મેં કહ્યું, ધન્ય છે ડૉક્ટર ! નરસિંહ મહેતાનું કુળ ઉજાળ્યું તમે આજ ! નાગર બચ્ચા છો, જૂનાગઢના છો, નરસિંહ મહેતાના ગામના છો. ઘણા લોકોનું કલ્યાણ કર્યું છે ! કારણ કે એણે બહુ સુંદર જવાબ આપ્યો, કે 'દાદા, હુક્કો ને સિગરેટ એટલું મને આપી દો, મારી ફી તરીકે. બીજું કશું માગતો નથી.' મેં કહ્યું, 'ધન્ય છે ડૉક્ટર, કે માગતા આવડ્યું !'

## ધન્ય છે એમને, જગત ઉપર કર્યો મોટો ઉપકાર !

મેં કિકાણીને તે ઘડીએ શું કહ્યું ? મેં કહ્યું, ધન્ય છે, કિકાણી ! કે આ જગતની ઉપર ઉપકાર કર્યો મોટો ! મારી સિગરેટ છોડાવીને ઘણા લોકોને મુશ્કેલીમાં મૂકતા અટકાવ્યા છે. આ સિગરેટ લઈ લીધી, બહુ મોટો ઉપકાર કર્યો તમે. લાખો લોકોનું કામ કાઢી નાખ્યું તમે ! લાખો લોકોના ઉપકારી થયા, આ માગીને તો. કે મને જરૂર તો હતી જ નહીં, પણ આ એમ જ ખસતા નહોતા. મારી ઈચ્છા બિલકુલેય નહીં, પણ તેમ છતાં ખસતા નહોતા. તે ધન્ય છે, આ તમે માંગણી કરી !

**પ્રશ્નકર્તા :** અને કેવી વસ્તુ માગી લીધી !

**દાદાશ્રી :** હા, કેવી વસ્તુ માગી લીધી !

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પાસેથી.

**દાદાશ્રી :** ફીમાં કેવી વસ્તુ માગી લીધી. ! અને ક્યારે એણે વિચાર્યું હશે, આ માણસે ? આ વિચાર ક્યારે કરી રાખ્યો હશે ? મને તો આવો વિચારેય નહોતો આવ્યો, કે એણે ક્યારે વિચાર કરી રાખ્યો હશે ને આ માગ્યું કેવી રીતે ? કે મારે ફી શું માગવી ને કેવી રીતે માગવી ? જો છે ને ! મેં કહ્યું, કે ધન્ય છે કિકાણી તમારી આ સમજણને, કે કેટલા માણસોનું તમે ભલું કર્યું !

આ જગત ઉપર ઉપકાર કર્યો એ કિકાણી ડૉક્ટરે ! ખરું કામ કાઢી લીધું ને ! નહીં તોય અમારે વહેલો-મોડો પણ જતો રહેત ખરો. એ તો ચા એની મેળે જતી રહી ને ! આય બે-ચાર વર્ષે જતું રહેત. એ એનો ટાઈમ થાય તો જતા રહે. પણ આ તો એમણે વચ્ચે જ માંગણી કરી લીધી. પ્રૉમિસ લઈ લીધું ને મેં આપી દીધું.

પણ બહુ ડાહ્યો માણસ ! કેટલો ડહાપણવાળો માણસ ! એ કહે છે, આ દાદાજી પાસે ઘણા લોકોનું કલ્યાણ થાય એવું છે, એવા આ દાદા છે ! હવે એ ફૉલોઅર્સ નથી આપણો. પણ છતાંય એના મનમાં ભાવના બહુ જબરજસ્ત ! ખરું કામ કર્યું, હં !

હવે આ વાત છે તે હું બોલું, તે ટેપરેકર્ડમાં જાય અને ટેપરેકર્ડમાંથી ઊતરીને પેલા એમાં જાય. એટલે આ અક્રમ વિજ્ઞાન નામનું માસિક નીકળે છે, તેની મહીં જાય પાછું. એટલે કિકાણીએ બધું વાંચ્યું. તે કહે છે, 'આ મારું નામ તો તમે પ્રખ્યાત કરી નાખ્યું. આ તો પાર વગરની ફી મળી ગઈ. તમે તો મને પ્રખ્યાત કરી નાખ્યો.' મેં કહ્યું, 'છો ને થાય પ્રખ્યાત, શું વાંધો છે ? જે બન્યું છે એ કહ્યું છે ને !'

## ક્ષત્રિયનું પ્રૉમિસ, વિધાઉટ ઍની ડાઉટ !

અમારાથી બીડી પણ છૂટતી નહોતી, આવા મોટા જ્ઞાની પુરુષ થઈને ! નહીં ? તે ડૉક્ટરે છે તે ફીમાં માગ્યું ત્યારે પ્રૉમિસ અપાયું. નહીં તો છૂટતી નહોતી. એમ ને એમ બંધ કરી હતી ને, તે ચાર દહાડા પછી પીવી પડી મારે. એ એમાં ભલીવાર ના આવે કંઈ. એ તો ક્ષત્રિયપણું હોય ત્યાં આગળ, પ્રૉમિસ કર્યું કે ઑલ રાઈટ (બરાબર) થાય ! પ્રૉમિસ કરેલું. પ્રૉમિસ કર્યું એટલે બંધ થઈ, નહીં તો બંધ ના થાય. એટલે મેં કહ્યું, 'ડૉક્ટર, પ્રૉમિસ આપી દીધું જાવ.' બાકી પંચાવન વર્ષની ફ્રેન્ડશિપ !

**પ્રશ્નકર્તા :** એ ફ્રેન્ડશિપ છોડાય નહીં. એ જ મુશ્કેલ ને, દાદા. પૈસા તો આપી દેવાય, આ અપાય નહીં જલદી. જલદી છૂટે નહીં.

**દાદાશ્રી :** પંચાવન વર્ષની ફ્રેન્ડશિપ, પણ એક મિનિટમાં અમે પ્રૉમિસ આપી દીધું.

**પ્રશ્નકર્તા :** બહુ તકલીફ પડી હશે ?

**દાદાશ્રી :** કોઈ તકલીફ નહીં. યાદ જ ના આવે ત્યાં પછી ! એટલે પછી પાંચ-છ કલાક થયા એટલે નીરુબેને મને પૂછ્યું, 'દાદા, કંઈ અશાંતિ થાય છે મહીં ?' એ શું પૂછે ? 'દેહને અશાંતિ થાય છે ?' 'ના, મને યાદ જ નથી આવતું.' અમે તો આપીએ એટલે પ્રૉમિસ એટલે પ્રૉમિસ ! અમારું ક્ષત્રિયોનું પ્રૉમિસ એ કેવું હોય ? વિધાઉટ ઍની ડાઉટ (શંકા રહિત). ડાઉટફુલ (શંકાસ્પદ) ના હોય. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** ક્ષત્રિયોનું પ્રૉમિસ ! એમને નીરુબેનને યાદ આવે પણ મને યાદ ના આવે !

**નીરુમા :** ધન્ય છે, દાદા !

**દાદાશ્રી :** પ્રૉમિસ અમારું.

## પ્રૉમિસ કર્યા પછી વિચાર પણ ના આવે

એ નીરુબેન જાણે ને, એક સેકન્ડ પણ વિચાર નથી આવ્યો.

**પ્રશ્નકર્તા :** હા જી.

**દાદાશ્રી :** નીરુબેને પછી બપોર પછી તપાસ કરી, સાંજે તપાસ કરી, બીજે દહાડે તપાસ કરી, કે દાદાને કંઈ વિચાર આવે છે ? મને કહે છે, 'કંઈ વિચાર આવે છે ?' મેં કહ્યું, 'ના, વિચાર સરખોય નથી આવતો.' પ્રૉમિસ કર્યું છે. અમે ક્ષત્રિયો કહેવાઈએ, એક ફેરો પ્રૉમિસ કર્યા પછી અમને કશુંય ના હોય. પ્રૉમિસ એટલે બંધ, દિવાલ પડી ગઈ પછી. કારણ કે પ્રૉમિસ !

અને પ્રૉમિસ ના કર્યું હોય તો વિચાર બહુ આવે. અમથું અમથું જરા એ કરે કચકચ. માથું ચડી જશે, ફલાણું ચઢી જશે. હવે ચઢેય નહીં માથું-બાથું. પણ આ પ્રૉમિસ કર્યું એટલે નહીં. ચા એની મેળે જતી રહેલી, તે કો'ક દહાડો પીઉં અત્યારે બનાવડાવીને. જ્યારે પેલામાં જોવાનું નહીં, યાદેય નહીં. એ પ્રૉમિસ કર્યા પછી વિચાર પણ ના આવે. અને વિચાર આવે તોય એમાં રંગાય નહીં, કોઈ દહાડોય રંગાય નહીં. પ્રૉમિસ ! વન્સ (એક વખત) પ્રૉમિસ, તે છે તે ક્ષત્રિયનો ગુણ !

## ક્ષત્રિયપણું, પ્રૉમિસ પળાવડાવે ને જ્ઞાનેય પ્રગટાવે

**પ્રશ્નકર્તા :** પણ કદાચ તમે પીવો તો ડૉક્ટર થોડા જોવા આવવાના હતા ?

**દાદાશ્રી :** નહીં, જોવા આવે કે ના આવે એ નહીં, એ ડૉક્ટર જોવા આવે તેનોય વાંધો નહીં. પ્રૉમિસ એટલે પ્રૉમિસ ! એ પછી અંધારામાંય ના ચાલે ને અજવાળામાંય ના ચાલે. જો ખરો ક્ષત્રિય હોય એ પ્રૉમિસ

કરેલામાં એ ડગે નહીં ક્યારેય પણ. પ્રૉમિસ, ક્ષત્રિયનો મુખ્ય ગુણ ! તમે બધા પાળો, પણ અમુક જાતના પ્રૉમિસ પાળો. પણ આ તો અમુક જાતના ન પળાય એવાય પણ પ્રૉમિસ એ પાળે. બીજા બધાનું પ્રૉમિસ ના કહેવાય, ક્ષત્રિયનું પ્રૉમિસ કહેવાય. જરાય છટકબારી રાખે નહીં. પહેલેથી નક્કી કરે, એ ડિઝાઈનમાં નક્કી કરતી વખતે બે બારણાં મૂકવાના હોય તે મૂકી દે. પછી છટકબારી ના હોય. હા, તેના આધારે આ જ્ઞાન પ્રગટ થયેલું, આવી સિન્સિયારિટી એટલે ! ક્ષત્રિયપણું, પોલું નહીં ને !

પ્રૉમિસ કરી દીધું એટલે પછી ખલાસ થઈ જાય. એ મારું ડિસ્ચાર્જ પણ ડિસ્ચાર્જ સ્વાભિમાન છે મારું, કે હું ક્ષત્રિય પુત્ર છું. આજનું અભિમાન નથી. કેવું છે ? ડિસ્ચાર્જ, કે હું ક્ષત્રિય પુત્ર છું. એટલે પછી મેં પ્રૉમિસ કર્યું એટલે પ્રૉમિસ, એક ફેરો પ્રૉમિસ કર્યા પછી અમે ફરીએ નહીં કોઈ દહાડોય. દુનિયા ફરી જાય પણ પછી અમે ફરીએ નહીં. પ્રૉમિસની વૅલ્યૂ હોય. પ્રૉમિસરી નોટ (વાયદાચિઠ્ઠી) કરતાં પ્રૉમિસની કિંમત વધારે. નોટ તો કાયદા આધારે કહેવાય. આ તો ક્ષત્રિય સ્વભાવ, પ્રૉમિસ !

ક્ષત્રિય પટેલ છું. તેથી તો આ વિજ્ઞાન છે મારી પાસે, નહીં તો ક્ષત્રિય વગર કોઈની પાસે વિજ્ઞાન ના હોય આવું ! તે બ્રાહ્મણ-વાણિયાનું કામ નહીં આ.

## અમારાથી છોડાય નહીં પણ માગો તો આપી દઈએ

અમે તો ક્ષત્રિય ! માગનાર માગે છે અને અમે આપવા બેઠા, એટલે પછી આ આપ્યું પ્રૉમિસ. પ્રૉમિસ સહિત આપીએ અમે, જે આપીએ તે અમે પ્રૉમિસ વગર ના આપીએ. તમે માગો તો આપી દઈએ. અમારાથી છોડાય નહીં. કારણ કે અમે ત્યાગ કરીએ નહીં. ત્યાગ કરવો એ તો તિરસ્કાર છે, છૂપો તિરસ્કાર ! શેની ઉપર તિરસ્કાર છે ? ત્યારે કહે, તમાકુ ઉપર બહુ તિરસ્કાર છે. ત્યાગ ના હોય અમને. એની મેળે જતી રહે. ચા એની મેળે જતી રહી’તી. અમે ત્યાગ ના કરી શકીએ, પ્રૉમિસ કરી શકીએ. શું કરી શકીએ ?

**પ્રશ્નકર્તા :** પ્રૉમિસ કરી શકો, ત્યાગ ન કરી શકો.

**દાદાશ્રી :** ત્યાગમાં તો અહંકાર ઊભો કરવો પડે, જ્યારે પ્રૉમિસ કરી શકાય.

**પ્રશ્નકર્તા :** દાદા, પ્રૉમિસ આપવામાં અહંકાર ન કહેવાય ?

**દાદાશ્રી :** ના, પ્રૉમિસ એ ડિસ્ચાર્જ ધર્મ છે.

## હુક્કાનો મરણનો ટાઈમ ને ડૉક્ટર બની ગયા નિમિત્ત

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ અહંકાર ઊભો થયા વિના ગયું ?

**દાદાશ્રી :** હા, કશુંય નહીં. મને તો પ્રૉમિસ માગે એટલે દરેક વસ્તુ આપી દઉં. પ્રૉમિસ કોઈ માગતો નહોતો, એવો સંજોગ બાઝ્યો નહોતો. અગર તો મારી ઉપર આજ્ઞા કરે તો બંધ થઈ જાય. પણ આજ્ઞા કરનારો કોઈ ઉપરી છે નહીં. એટલે મેં બધાને કહેલું, કે આ કેવી રીતે બંધ થાય, એ જોયા કરો. પણ હુક્કો તો બહુ સુંદર રીતે ગયો, બિચારો. ફૂલહાર કરીને ગયો એ. પ્રૉમિસ આપી દીધું. અને પ્રૉમિસ સારું પડ્યું.

**પ્રશ્નકર્તા :** તે દાદા, ડૉક્ટર સાહેબને તમે નહીં પીવાનું પ્રૉમિસ આપ્યું...

**દાદાશ્રી :** એ ખલાસ થવાનો થયો એટલે આ બધો હિસાબ ભેગો થઈ ગયો. આ નિમિત્ત બની ગયું, ડૉક્ટર નિમિત્ત બની ગયા. એટલે એ પ્રૉમિસથી ગયું, ખરી ના પડ્યું. કંઈક ઉકેલ તો આવ્યો ને !

**પ્રશ્નકર્તા :** એ હુક્કાનું જે આ છૂટી ગયું પ્રૉમિસ આપ્યું એટલે, એ કાચું કપાય ને ત્યારે ?

**દાદાશ્રી :** એ જોઈ લેવાશે, કાચું કપાયું તેનો વાંધો નહીં. કાચું કપાય કે ગમે તે એ નિમિત્ત એવો હોય. પણ કાચું ના કપાય. કાચું કપાયું હોય તો મને વિચાર આવે ને ? એ વિચારેય નથી આવ્યો ત્યાર પછી. કારણ કે મરણ તો એનું આવી જ ગયું'તું, પણ નિમિત્ત ખોળતું'તું. અને કેવા કિકાણી આવીને ઊભા રહ્યા, હડહડાટ ! કુદરતી રીતે સંજોગ ઊભો થયો. આ ડૉક્ટર, અને આ પ્રૉમિસ એ કુદરતી રીતે ઊભું થયું. આ કર્મના બંધન !

## 'દાદા હુક્કાવાળા' પડી ગયું નામ

**પ્રશ્નકર્તા :** દાદા, પણ અમને તો એય ગમતું'તું તમારું, એ પણ મનોહર લાગતું'તું.

**દાદાશ્રી :** અરે, ગમતું'તું નહીં, ત્યાર પછી તો કેટલાક માણસને મજા નથી આવતી. કહે છે, ''દાદા હુક્કો પીતા હતા તે ઘડીએ દાદાનું શું મોઢું થતું'તું !'' તે કેટલાકે તો કાગળ લખીને મોકલ્યા, કે 'દાદા, ફરી કંઈક કરો ને શરૂ.' પણ પછી મેં એને સમજ પાડી. મેં કહ્યું, 'આ શરીર નથી સારું રહેતું, ઉધરસ થાય, અને આ શરીરને નુકસાન થાય છે. માટે આપણે એને લેટ-ગો કર ને !' તો કહે, 'સારું.' એમને નથી ગમતું, કેટલાકને. કહે છે, ''તમારો હુક્કામાં જે રોફ નીકળતો'તો, એ વાત જ જુદી હતી. અને આટલા દહાડા તમારી ધૂણી નીકળતી'તી, પણ કોઈ દહાડો અમને ગંધ નથી આવી. હા, નહીં તો સિગરેટની ધૂણીથી તો મને માથું ચઢી જાય, પણ તમારી ધૂણીથી તો મને ગંધ જ નથી આવી.''

**નીરુમા** (પ્રશ્નકર્તાને) **:** ખરું, હકીકત છે. નેવર, ક્યારેય નહીં. કોઈ દિવસ સ્મેલ નથી આવી. દાદા હુકલી, સિગરેટ પીતા'તા, તો ક્યારેય એની સ્મેલ નથી આવી. એય આશ્ચર્ય છે !

**દાદાશ્રી :** એ બધું ગયું હવે. એ બધું લફરું હતું ને, ઉધરસ બધી બહુ થતી'તી. ઘણી ઉધરસ થતી'તી ને બહુ મુશ્કેલી હતી. મને લાગતું'તું કે ગળાનું કૅન્સર થશે, પણ જો હુક્કો જતો રહ્યો ! આ ગળાનું કૅન્સર થવાનું હતું, હુક્કાને લીધે. પણ જો કુદરતે ફેરવી નાખ્યું ને વહાણ આખુંય ! એની મેળે ગયું બધું. અને દાદાને કોઈ બૂમ પાડે એવું કોઈ જાતનું વ્યસન રહ્યું નથી. ચા નહીં, બીડી નહીં, કશું જ તોફાન નહીં. કોઈ જાતનું નહીં. હુક્કાવાળાનું તો પ્રખ્યાત નામ પડી ગયું છે.

**પ્રશ્નકર્તા :** હા, 'હુક્કાવાળા દાદા.'

**દાદાશ્રી :** 'દાદા હુક્કાવાળા !' બે-ત્રણ પેઢી સુધી તો નામ નહીં જાય. હા... આ હુક્કો તો અમારો ટ્રેડમાર્ક છે. બધા ઓળખે કે 'હુક્કાવાળા દાદા !'

## ચાની યાદ નહીં, છતાં કો'ક દહાડો પીઈએ

લ્યો, પાણી-બાણી લાવો, હેંડો. જરા આજ ચા પાઈ દો દાદાને ! ટેસમાં આવે જરા !

હવે ચા છે તે હજુય અમે પીઈએ, કો'ક દહાડો. એવું નહીં, પણ યાદ નહીં. એ કોઈ દહાડો યાદ આવી ના હોય. છતાં કો'ક દહાડો પીઈએ છીએ, અમારા મનમાં મોજ આવે તો. પણ એ બંધન નહીં હવે. કારણ કે અમે બંધાણી ના હોઈએ.

જો ચા દેવી ચાલ્યા ગયા, તે અમને પૂછવાય નથી રહ્યા ને આ નીરુબેનનેય પૂછવા ના રહ્યા. મેં કહ્યું, 'તમને પૂછ્યું, બેન ?' ત્યારે કહે, 'ના, મનેય પૂછવા નથી રહ્યા.' છાનામાના...

**પ્રશ્નકર્તા :** જતા રહ્યા.

**દાદાશ્રી :** તોય એક દહાડો કહે છે, કે 'ચા લાવું ?' ત્યારે મેં કહ્યું, 'લાવો ત્યારે પીઈએ.' પણ હવે એ ફરી વળગેલા નહીં. હવે પારકે ઘેરથી અહીં આવે, કો'ક દહાડો મળવા. હવે વળગેલા નહીં. એમ ખરી પડે એનું નામ વ્રત કહેવાય ! શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** ખરી પડે એનું નામ વ્રત.

**દાદાશ્રી :** એનું નામ વ્રત. એ અણુવ્રત કહો તોય એ અને મહાવ્રત કહો તોય એ. અને ત્યાગ તો યાદ આવ્યા કરે, કે 'મેં ચા છોડી દીધી છે, ચા છોડી દીધી છે', અને ખરી પડેલું યાદ ના આવે. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** ખરી પડેલું પછી યાદ ન આવે.

**દાદાશ્રી :** હા, તો યાદ ના આવે એને ભગવાને વ્રત કહ્યા છે. તે આ લોકો છે તે યાદ આવે તેને વ્રત માની બેઠા છે. જે યાદ આવે એ ત્યાગ્યું કહેવાય. અને યાદ આવે એટલે સંસાર ઊભો થયો પછી. જે ત્યાગ્યું એ યાદ આવ્યું, એટલે એની ઉપર રાગ છે. તેથી કૃપાળુદેવે એક વાક્ય લખ્યું છે, 'ત્યાગનો પણ ત્યાગ કરવાનો છે.' પણ આ ઝીણી વાત લોકોને સમજાય નહીં. જ્યારે જ્ઞાની પુરુષ ફોડ પાડે ત્યારે સમજાય.

## પ્રૉમિસ કરેલી વસ્તુ ફરી અડીએ નહીં

અમે હવે તો ચા કોઈ દહાડો પીતા નથી, છતાંય તમે કહો, કે 'થોડી ચા લેશો ?' હું કહું, 'લાવો ત્યારે પીઈએ.' તે અમે પીઈએય ખરા. વળગણ ના હોવું જોઈએ. પણ તે તમે જો વળગવા જાવ, તો એ વળગણ થઈ જશે. તમે જો એવું મારા જેવું શીખવા જશો, તો વળગણ થઈ જશે. અમારે તો સંપૂર્ણ જાગૃતિપૂર્વક હોય. છતાંય ચા પીઈએ છીએ, કો'ક કો'ક દહાડો. જ્ઞાન આપવાનું હોય કે એવું તેવું હોય ને, એટલે ચા પીવાથી શું રહે ? બોલતી વખતે જરાક ચૂક ના થઈ જાય. જ્ઞાનજાગૃતિ ઉપર ખોરાકનો પ્રભાવ પડે ને, પાછો. ખોરાક ખાધો હોય તેનો પ્રભાવ પડી જાય ને !

ચા તો છૂટી ગયેલી એટલે લઈએ અને પછી પ્રતિક્રમણ કરીએ. અને હુક્કો તો કોઈ દહાડો અડીએય નહીં. કારણ, પ્રૉમિસ કરેલી ચીજ છે તે અડાય નહીં. અમે અડીએય નહીં. પ્રૉમિસ ! પછી એને અડવાનું જ નહીં, નિશ્ચય ! અને આ ચા એ એની મેળે છૂટી ગયેલી છે, એટલે એ નિશ્ચય નહીં. કો'ક દહાડો પીઈએ. પણ ટેવ છૂટી ગઈ એ. ટેવ ન હોવી જોઈએ. આપણું શું કહેવાનું, હેબિચ્યુએટેડ નહીં થવું જોઈએ. હેબિટ યાદ આવે હંમેશાં, ત્યાં આત્મા ભૂલાય. ચા સવારે યાદ આવી અને ના મળે ત્યાં સુધી આત્મા ભૂલાયેલો રહે, ગમે એવો જ્ઞાની હોય તોય. એ તમને સમજાય છે ?

હવે તમારે વાંધો નહીં ઉઠાવવાનો. તમારે તો નિરાંતે ચા-બા પીજો બા. એ તો ભલે હેબિચ્યુએટેડ હોય એટલું. દાદા માથે છે ને ! તે એવું અમને ના હોવું જોઈએ, અમે તો જ્ઞાની પુરુષ ! જ્ઞાની પુરુષને આવું પરવશતા શોભે નહીં. કંઈ પણ પરવશતા ના રહે, એબ્સૉલ્યૂટિઝમ જોઈએ, એબ્સૉલ્યૂટ (નિરાલંબ) ! કોઈ વસ્તુ મળો યા ના મળો, પણ એબ્સૉલ્યૂટ હોવું જોઈએ !

## વ્યસનરૂપી કોઈ લફરું રહ્યું નહીં

એટલે આમ તો અમારું બધું છૂટેલું જ હોય. ફક્ત છોડાવનાર નિમિત્ત જોઈએ કોઈ. અમારામાં કોઈ બંધન જ ના હોય ને !

આ વાત કંઈ હેલ્પફુલ થાય એવી છે ?

**પ્રશ્નકર્તા :** હા જી.

**દાદાશ્રી :** એટલે આ હુક્કો-બીડી અમારું જતું રહ્યું. હવે કશું લફરું રહ્યું નહીં કોઈ જાતનું. અમને કોઈ વસ્તુ ખેંચે એવું લફરું નહીં. આ બે લફરાં હતા તે એની મેળે જતા રહ્યા. કોઈ લફરું રહ્યું નથી હવે. હવે સિગરેટય પીતો નથી. હવે કશું રહ્યું જ નહીં ને મારે કશુંય. નથી ચા પીતો, નથી સિગરેટ પીતો. હવે તો કશું વ્યસન જ ના રહ્યું ને ?

**નીરુમા :** કોઈ લફરું ના રહ્યું. હવે પૂરી વીતરાગ દશા આવી ગઈ છે, વીતરાગ દશા ફુલ !

**દાદાશ્રી :** હા.

લે એકુંય વાત અહીંની ગમી તને ?

**પ્રશ્નકર્તા :** ગમી, બધી ગમી.

**દાદાશ્રી :** એમ ! તે નોંધ કરી ?

**પ્રશ્નકર્તા :** હા, કરી ને !

**દાદાશ્રી :** કે ભૂલી જઈશ ?

**પ્રશ્નકર્તા :** ના ભૂલું.

**દાદાશ્રી :** આ ભૂલવા જેવી ચીજ નથી, આ બધું વિજ્ઞાન છે ! તમને ભૂલવા જેવી ચીજ લાગે છે આમાં એકુંય ?

**પ્રશ્નકર્તા :** ના.

❖❖❖❖❖

# [૩]
# વિજ્ઞાનથી લાવો ઉકેલ

## એની મુદત આવે ત્યારે છૂટે

**પ્રશ્નકર્તા :** દાદા, અમારે તો વ્યસન કેવું છે, કહું ? હમણાં ફાંસીએ ચઢવાનો હોય ત્યારે પૂછે, કે 'તારી છેલ્લી ઈચ્છા શું છે ?' ત્યારે કહે, 'ભઈ, મને એક બીડી પિવડાવો.'

**દાદાશ્રી :** પિવડાવો બસ, ખરી વાત છે. આ બીડી છે તે થોડા દહાડાનું વ્યસન પેસી ગયું હોય, વરસ-બે વરસનું, તો છૂટી જાય, પણ પછી હવે એ પેલું મૂળિયાં ઊંડા નાખી દીધા, એ શી રીતે છૂટે ? તે અહંકારે કરીને છોડે ને, તો વળી પાછું ફરી એ પેસી જાય. એ છોડ્યું છૂટે નહીં. એની મુદત આવે ત્યારે છૂટે.

અહંકારે કરીને એકદમ છોડવાથી કામનું નહીં. અહંકારે કરીને પણ ધીમે ધીમે છોડવું. કેવી રીતે ધીમે ધીમે, કે બે બાજુ દોર ખેંચતા હોય માણસો, અને પેલા લોકો ખૂબ જોર કરતા હોય પણ આપણી પાર્ટી (ટોળી) જોરદાર હોય અને પછી જોશ એકદમ કર્યું ને, તે પેલા બધા ખેંચાઈ આવ્યા. પછી પાછું આપણા મનમાં એમ થયું કે 'બળ્યું, એમને જીતવા દો ને !' તે આપણે ધીમું મૂકીએ ધીમે ધીમે, તો એકદમ ધીમું મૂકીએ તો પડી જાય બધાય. એટલે આપણે સામાને નુકસાન ના થાય એવી રીતે પદ્ધતસર કામ કરવું જોઈએ.

## બે રીતે છૂટે, અંત આવ્યો હોય અથવા આગળ ધકેલાય

**પ્રશ્નકર્તા :** દાદા, એવું બને કે કોઈ વખતે પોતે અમુક નક્કી કરે કે આવું ના થવું જોઈએ અને પછી કુદરતી એવું બને પણ ખરું કે એમાંથી એ તુરંત જ છૂટી જઈ શકે. તો એ શેના આધારે ?

**દાદાશ્રી :** એ તો એન્ડ આવ્યો હોય તો છૂટી જાય. એક બાજુ એન્ડ આવવું ને એક બાજુ આવી વાતો કરવી, બે નજીકનું હોય.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં આગળ એવું માની જવાય છે, કે આ મેં નક્કી કર્યું, ભાવ કર્યો એટલે આવું થયું.

**દાદાશ્રી :** ના, એ બધું ખોટું કહે છે. એ ગાંડપણ આવે પાછું. એ બધું એન્ડ આવ્યું એટલે બની ગયું. એને આપણા લોકો કહે છે, 'મેં બીડી છોડી દીધી.' અને બે જાતની બીડી છોડી દે, એ એન્ડ આવ્યો હોય ને મેં છોડી દીધી એવું કહે અને બીજું ઉદીરણા કરી હોય. તે પેલી બીડીને આગળ ધકેલે, કે પછી આવજે તું. અત્યારે બંધ થઈ જાવ. એટલે ફરી ચોંટી પડે બે વર્ષ પછી. એને ખબર નથી કે ફરી ચોંટી પડશે. એ તો જાણે કે ગઈ. અરે, એ ગઈ નથી. એ તો તને છોડે જ નહીં ને, જ્યાં સુધી એનો હિસાબ ચૂકતે થાય નહીં ! એની પર જેટલા ભાવ કર્યા એટલો હિસાબ એનો છે ને એટલો જ ચૂકતે થયા વગર છોડે નહીં.

## અહંકારે કરીને છોડે તો 'બીજ' રહી જશે

બીડી છોડવાના બે પ્રયોગ હોય. એક તો અહંકારી માણસ હોય તે બીડી છોડે. પણ બીડીનું આયુષ્ય બહુ ન થઈ ગયેલું હોય શરૂઆતથી, અત્યારે બહુ ના થયેલું હોય, તો જ એ પોતે અહંકારથી છોડી શકે છે. પણ છોડ્યું એટલે અહંકારથી છોડેલી ફરી સ્વીકાર્યા વગર છૂટકો જ નથી થતો. કારણ કે કાચું કપાય છે, અહંકારથી છોડેલી. સમજણથી છોડેલી કામ લાગશે. સમજણ જ આપણને છોડાવડાવે આ. અને ત્રીજું, ખરી પડવી જોઈએ. સમજણથી ના છૂટતી હોય તો છેવટે એની મેળે ખરી પડે.

તે આ અમે તો આવું ખોળતા'તા, કે કાં તો મારે માથે ગુરુ હોત,

તો એમની આજ્ઞા થાત તો છૂટી જાત. બીજું છે તે, આમ મહીં અહંકાર હોત તો છોડી દેત, ક્રમિક માર્ગ હોત તો. હવે અમારે આ જુદી રીતે ગયું. અમે ક્ષત્રિય કહેવાઈએ. તે પેલા કહે છે, ‘આપવું પડશે.’ મેં કહ્યું, ‘આ પ્રૉમિસ ! હુક્કો, બીડી ને સિગરેટ, તમને પ્રૉમિસ !’

**પ્રશ્નકર્તા :** તો તમે કેમ અમારી પાસે નથી માગતા ? અમેય આપી દઈએ ને તમને, અમે છૂટીએ આમાંથી.

**દાદાશ્રી :** એ તો ફરી ફરી બીજ રહેશે, એના કરતાં તમે રહેવા દો ને ! મારું શા માટે બન્યું ? મારું તો એની મેળે જાગ્યું આ, લેનારા મળ્યા એટલે.

**પ્રશ્નકર્તા :** અમે જગાડવાનો પ્રયત્ન કરીએ છીએ.

**દાદાશ્રી :** બીજ રહેશે, બીજ તૂટીને અધવચ રહી જશે. માટે ફરી આવતે ભવ આવે તેના કરતાં જવા દો ને ! પૂરું પારાયણ થઈ જવા દો ને ! અને મારું તો આ માગવા આવ્યો, કે ‘મને આ ફી તરીકે આપો.’ તે મેં આપી દીધું. આવું નિમિત્ત હશે, આ નિમિત્ત હતું તો પતી ગયું. અને તમે આમાં પડશો નહીં હવે.

## નિર્અહંકારે કરીને મૂળ સહિત જાય

**પ્રશ્નકર્તા :** પણ એવો અહંકાર આવ્યો કે ‘મને આ કરવું જ છે બસ’, તો પછી બદલાય.

**દાદાશ્રી :** કાઢે, સિન્સિયારિટીથી કાઢી નાખે, બધું બદલી નાખે. પણ અહંકારે બદલેલું એના બીજ રહે છે, ફરી ફૂટી નીકળે છે.

**પ્રશ્નકર્તા :** પાછું ફરી ફૂટે ને ?

**દાદાશ્રી :** એટલે એ બધી મુશ્કેલી તો ખરી.

**પ્રશ્નકર્તા :** પાછું ચાર્જ થયું ને ?

**દાદાશ્રી :** બીજ રહે છે એનું. અને નિર્અહંકારે કરેલું બીજ ઊડી જાય છે.

**પ્રશ્નકર્તા :** અહંકારે કરીને અને નિર્અહંકારે કરીને એનો ફેર કેવી રીતે સમજવો જોઈએ ?

**દાદાશ્રી :** જ્યાં સુધી અજ્ઞાન દશા છે, જ્યાં સુધી 'હું ચંદુભાઈ જ છું' ત્યાં સુધી અહંકારે કરીને બધું ફેરવી શકે. પણ મૂળ સહિત ના જાય. એનું બીજ રહે. આ હુક્કો, બીડી બધું છોડી દે. અને નિર્અહંકારે કરીને મૂળ સહિત જાય.

**પ્રશ્નકર્તા :** એ નિર્અહંકારે કરીને ફરે એટલે કેવી રીતે બને ?

**દાદાશ્રી :** બીજ રહ્યું નહીં ને ! કર્તાપણાનું બીજ ના રહ્યું ને !

**પ્રશ્નકર્તા :** હા, દાદા, પણ એ તો જે બૅટરી લઈને આવ્યા હોય એ તો હોય જ ને, એમાં એ ફરે કેવી રીતે ?

**દાદાશ્રી :** એ તો નીકળી જ જાય ને ! બૅટરી પૂરી જ થવાની. છૂટકો જ ના થાય ને ! બાકી આ છોડેલી ચીજ તો પાછી આવવાની હંમેશાંય. ઍક્શન એન્ડ રિઍક્શનનો નિયમ છે એવો. છોડેલી ચીજ પાછી આવ્યા વગર રહે નહીં.

**પ્રશ્નકર્તા :** ઍક્શન એન્ડ રિઍક્શન આર ઈક્વલ એન્ડ ઑપોઝિટ.

**દાદાશ્રી :** હા, ઈક્વલ ને ઑપોઝિટ... એટલે આ બધું છોડેલું ક્યારે પાછું આવે એ કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એ પાછું શું કામ આવે એ તો જાણવું જોઈએ ને ?

**દાદાશ્રી :** કેમ ? એ છોડ્યું તેનો ધક્કો. અહંકારનો ધક્કો, કે મેં છોડ્યું. દરેક વસ્તુ ખરી પડવી જોઈએ. હંમેશાંય જો છોડે છે ને અહંકારથી, તે થોડા વખત પછી ફરી પાછું સંધાય છે.

## અહંકાર ડિઝોલ્વ થઈ ગયો, તે ફરી ઊભો ના કરશો

**પ્રશ્નકર્તા :** તો પછી જેમ વ્યસનો છે, તેમ બીજી પૌદ્ગલિક રમણતા આપણે જ્ઞાન લીધા પછી કાઢવાની કે ઑટોમૅટિક જતી રહે ?

**દાદાશ્રી :** એ તો જતી જ રહે. જેમ જલેબી ખાય ને, તો ચા ઉપર અભાવ થયા જ કરે. એ મજા ના આવે, એને ઈન્ટરેસ્ટ ના રહે. જતી રહે એની મેળે. એટલે તમે લખ્યું ને, 'મહાત્માની ડિગ્રી મળ્યા બાદ તેની રહેણીકરણી કેવી હોવી જોઈએ ?' જેવી છે એવી ને એવી. મેં કહ્યું'તું, તું બીડી પીતો હોય તો બીડી પીયા કરજે અને બીડી છોડી હોય તો બીડી પીશ નહીં, આ અમારી શર્ત.

આ બહારનો જે ભાગ છે તે પરસત્તા છે. એટલે આ બાહ્ય ક્રિયા છે એ પરાશ્રિત છે ને પરાધીન છે. કેવી છે ?

**પ્રશ્નકર્તા :** એ કર્મને આધીન, પરાધીન.

**દાદાશ્રી :** માટે અમે એમ કહીએ નહીં, કે તમે સિનેમામાં ના જશો કે જશો. કારણ કે આપણે જાણીએ કે બાહ્ય સત્તાને આધીન છે બિચારા. એમની પોતાની સત્તા છે તે એમને બતાડી દીધી. તેમાં છે તે પોતે સંયમી રહી શકે. અને જે પરાશ્રિત છે તેમાં તો ન જ રહી શકે ને !

બીડીઓ પીતો હોય તે મને કહે, કે 'સાહેબ, આ બીડીનું હું શું કરું ?' ત્યારે પછી હું કહું, કે આ જ્ઞાન લીધા પહેલા પીતો હોય, તો લીધા પછી ચાલુ રાખજે. અને ના પીતો હોય અગર તો જ્ઞાન લીધા પછી છૂટી જાય, તો છોડી દેજે. તું છોડીશ નહીં, પછી છોડવા ના રહીશ. એની મેળે ખરી પડે ત્યારે સાચું. એનું કર્મ, એનો રસ ભોગવાઈ જાય અને એની મેળે એ ખરી પડે ત્યારે સારું. નહીં તો પછી તું અહંકાર ઊભો કરીને કશું છોડી ના દઈશ. એ અહંકાર મેં ડિઝોલ્વ કરી આપ્યો છે. ફરી ઊભો ના કરીશ એને. ખરી પડે, દરેક રસ ભોગવાઈ જાય છે. થોડું સમાધાન થાય કે નહીં ?

## કાઢવું નહીં પડે, પરિપક્વ થઈને ખરી પડશે

**પ્રશ્નકર્તા :** લોકો જો પરાધીન માનીને જો એ ટેવ ચાલુ રાખે તો એનો અંત ક્યારે આવે ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. એ તો જગતના લોકોને તો અમે એમ

જ કહીએ, કે આ બધું કંટ્રોલ કરો, કંટ્રોલ કરો. આ તો જેણે આ જ્ઞાન લીધું હોય તેને આવું કહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** બરોબર છે. પણ દાદા, ખરી પડવું એ પરિપક્વ સ્થિતિ થાય ત્યારે ખરી પડે ને ?

**દાદાશ્રી :** ત્યારે જ ખરી પડે. ત્યાં સુધી ખરી ના પડે. હવે આ તમારે ડિસ્ચાર્જ છે એ બધું ખરી પડે છે. એ બધા ખરતા, ખરતા, ખરતા ખરી પડે. જેમ પરિપક્વ થતું જાય તેમ ખરી પડતું જાય. એટલે દસ-બાર વર્ષે, ચૌદ વર્ષે પણ ખરી પડે એ. આપણે કાઢવું ના પડે, એની મેળે નીકળીને જતું જ રહે. એ જતી રહેવી જોઈએ, છોડવી ના જોઈએ. એ જતી રહે તો યાદેય ના આવે અને છોડી દીધી હોય તો એ પરમાણુ મહીં રહ્યા ને, એ પછી મગજ ભમાવે.

## સુટેવો કે કુટેવો, બેઉ ખરી પડશે

એટલે આપણે ખરી પડશે, એની મેળે જ ખરી પડશે. અમારેય ખરી પડેલું છે. આ જ્ઞાન થયા પછી આપણે ગ્રહણ કરવાનું ગ્રહણ કરી લીધું, ત્યાગવાનું ત્યાગી દીધું. હવે તે ગ્રહણ-ત્યાગનો કડાકૂટો જ રહ્યો નથી, ફરી માથાકૂટ શું કરવા કરીએ ? પછી તો જ્ઞાની પુરુષની આજ્ઞા એ જ મુખ્ય. અને જે હશે, સુટેવો હશે કે કટેવો હશે તે બેઉ ખરી પડશે. અને વખતે બહુ ભારે કટેવ હોય તો રાતે દાદાની પાસે કહેવું, કે ચંદુભાઈ, દાદા પાસે શક્તિ માગો. તમે કટેવવાળા છો માટે શક્તિ માગો. એ શક્તિ મને આપો કે મારે આ ફેરફાર થઈ જાય. શક્તિ માગવી. શક્તિ માગી ને, એ ત્યાંથી જ તમે પેલા એમાંથી છૂટ્યા. તમે શક્તિ માગી એટલે ભગવાન સમજી ગયા કે આને ઈચ્છા હવે નથી આ બાજુની. એને ઈચ્છા નથી એવું સમજી જાય ભગવાન તરત. ના સમજી જાય ?

**પ્રશ્નકર્તા :** એટલે છૂટી જ જશે, છોડવાની જરૂર નથી.

**દાદાશ્રી :** એની મેળે ખરી પડશે. કારણ કે ત્યાગ કરવાનો મેં

રાખ્યો નથી, અહંકાર જ નથી રાખ્યો એટલે પછી શી રીતે ત્યાગ થાય ? કશું છોડવાનું ના પાડીએ છીએ. અને કશું ગ્રહણ કરવાનુંય ના પાડીએ છીએ. નવું ગ્રહણ કરીશ નહીં અને જૂનું જે હોય તે રહેવા દેજે.

## ભાવે કરીને છોડે, તો દ્રવ્યે કરીને છૂટી જશે

એ વીતરાગ વિજ્ઞાનનો સાર શું છે, કે ભાવે કરીને ત્યાગ કરી નાખો. તે કૃપાળુદેવ ભાવે કરીને બધા ત્યાગ કરીને બેઠેલા હોય. અને પેલું દ્રવ્યે ના થતું હોય તે આપણને દેખાવ પૂરતું કહે, કે હજુ મારું છૂટ્યું નથી. એનો ટાઈમિંગ પૂરો થયો નથી. એમ ભાવે કરીને ત્યાગ કરી નાખ્યા હોય.

તું શી રીતે કરીશ ભાવે કરીને ત્યાગ ?

**પ્રશ્નકર્તા :** મનથી ના ખાવું. ભાવે કરીને ત્યાગનો અર્થ એ કે મન કરીને ખાવું નહીં પણ જેમ ટેવ છે એ મુજબ ખાયા કરવું.

**દાદાશ્રી :** ના, એવું નહીં. એટલે ભાવે કરીને છોડ્યું ક્યારે કહેવાય, કે ફરી ક્યારેય પણ કોઈ પણ જગ્યાએ આપણી ગમે એવી આબરૂ જાય તોય કહીએ, કે 'ભઈ, એ તો અમારી નિર્બળતા છે.' તો જ એ ભાવે કરીને છોડ્યું કહેવાય. તો દ્રવ્યે કરીને છૂટી જશે. આ છોડવાની રીત છે આ બધી. અત્યારે જે બધા છોડવા, ત્યાગ કરવા ફરે છે ને, એ ભાવ-દ્રવ્ય નહીં સમજવાથી કરી રહ્યા છે. એટલે કકળાટ કરે છે. 'કરવું છે પણ થતું નથી, કરવું છે પણ થતું નથી.' આત્મા જનાવરરૂપ થઈ જાય, આવું બોલે તે. અનંત શક્તિ આત્માની, તે પોતે જ આવું બોલે, આવું ચિંતવે, તે જેવો ચિંતવે એવો થઈ જાય પછી. ના બોલાય એવું. એટલે ભાવે કરીને મહીંથી દાદાની હાજરીમાં જ મને અહીં દર્શન કરીને પ્રૉમિસ આપી દે, કે ભાવે કરીને છોડી દઉં છું.

બાકી છોડી દેનારે તો ફરી પીધેલી. જેમાં અહંકાર પેઠો ને, એ એકદમ બધું છોડેલું ફરી આવ્યા વગર રહે નહીં. અહંકાર છે માટે. અહંકારે છોડ્યું એટલે.

## ભાવ ખેંચી લો ને ઉપરાણું ના લો તો ખરી પડે

પરવશ કરનારી વસ્તુ આપણને ના હોવી જોઈએ. છતાં પરવશ થઈ ગયા, તો હવે કેમ છૂટવું તેનો ઉપાય આપણે જાણવો જોઈએ. ઉપાય જાણ્યો ત્યારથી છૂટા જ છીએ. એટલે થોડા વખતમાં આ છૂટી જ જવાનું છે. એની મેળે છૂટી જાય એનું નામ છૂટ્યું કહેવાય. અહંકારે કરીને છોડીએ, એ કાચું રહે તો આવતા ભવમાં પાછું ફરી આવે. એના કરતાં સમજણથી છોડવા જેવું છે. છોડવું હોય તો આપણે શું કરવાનું ? આપણી શ્રદ્ધા ફેરવી નાખવી, કે આ કામનું નથી, એ નૉટ હેલ્પિંગ. નુકસાનકર્તા છે એવું જાણી, અને મનમાંથી કાઢી નાખવાનું, કે આ ના હોય તો ઉત્તમ ! છૂટી જાય તો સારું આ, એવી ભાવના રાખવાની. છોડવાનો પ્રયત્ન કરવો એ ગુનો છે.

દરેક વસ્તુને તમે અંદરથી ભાવ ખેંચી લો અને એના વિરોધભાવમાં ફરી જવાબ ના આપો તો એ ખરી પડે. પાણી ખેતરમાં જાય છે માટે હજુ લીલું દેખાય છે. પાણી જ બંધ થઈ ગયું હોય તો સુકાઈ જાય. એટલે વિજ્ઞાન છે આ તો. તે અહીં કશું કરવાનું નથી, સમજવાનું છે. સમજીને શમાઈ જવાનું છે ! શમાવાથી મુક્તિ !

## ગટરના ઢાંકણા ઉઘાડવા નહીં, એને જુઓ

**પ્રશ્નકર્તા :** સિગરેટ પીવાની ઈચ્છા થાય ને સિગરેટ ના પીવી જોઈએ એવું પણ લાગે, કે સિગરેટ સારી નથી, ના પીવી જોઈએ. છતાંય પીવાઈ જાય છે, એની ક્રિયા થયા જ કરે છે, તો સિગરેટ કેમ પીવાય છે ?

**દાદાશ્રી :** મારું કહેવાનું કે ત્યાં ક્યાં ધ્યાન આપો છો તે ? આપણે તાનસા સરોવરના નળ આપ્યા છે. અને ગટરો, બેઉ છે. એમાં કઈ બાજુ ધ્યાન રાખશો તમે ?

**પ્રશ્નકર્તા :** પીવાના પાણી ઉપર ધ્યાન રાખવું પડે ને !

**દાદાશ્રી :** ગટરોના ઢાંકણા ઉઘાડીને જો જો કરશો ?

**પ્રશ્નકર્તા :** ના જોવાય, પણ...

**દાદાશ્રી :** ત્યારે એ સિગરેટ તો ગટરના ઢાંકણા, શું કરવા ઉઘાડો છો તે ? ખાવ છો, પીવો છો એ બધું ગટરના ઢાંકણા છે. એને જુઓ. સિગરેટ તો લોકોને છોડવાની હોય. હવે તમને આ જ્ઞાન મળ્યા પછી છોડવાનું હોતું હશે ? છોડનાર કોણ રહ્યો ? છોડનાર તો અલોપ થઈ ગયો, અહંકાર ગોન (ખલાસ) થઈ ગયો. તો બીજું કોણ ? છોડનાર કોણ ?

## રાગે કરીને બોલાવી, તો દ્વેષથી નહીં, વીતરાગતાથી કાઢો

**પ્રશ્નકર્તા :** પણ એની ઈચ્છા નથી તો પછી કરે છે શું કરવા અત્યારે ?

**દાદાશ્રી :** એ ભરેલો માલ નીકળે છે, નવો ભરાતો નથી. નવો ભરાતો બંધ થઈ ગયો પણ જૂનો માલ ભરેલો નીકળે કે ના નીકળે ? તમે કઢી સારી નથી ખાતા ? ત્યારે વેઢમી-બેઢમી ખાતા નથી ? રસ રોફથી નથી ખાતા ?

**પ્રશ્નકર્તા :** ખઈએ છીએ ને !

**દાદાશ્રી :** ત્યારે શું તે ઘડીએ ત્યાં આત્મા નહીં ચોંટી જાય ? ત્યારે સિગરેટે શો ગુનો કર્યો બિચારીએ ?

**પ્રશ્નકર્તા :** એ વાત ખરી.

**દાદાશ્રી :** છોડવું હોય તો કઢી-વેઢમી બધું છોડી દો ને ! ન્હાવાનું મન થતું નથી ? ત્યારે એ છોડી દો ને ! કપડાં પહેરવાનું મન કેમ થાય છે ? એક સિગરેટ એકલીએ બિચારીએ ગુનો કર્યો ?

રાગે કરીને બોલાવી છે, હવે દ્વેષે કરીને ના કાઢશો. હવે વીતરાગતાથી કાઢો.

ઘણા ફેરે આ ભાઈ શું કહે ? 'દાદાજી, આ પાન જતું નથી.' મેં કહ્યું, 'પાન ખઈને આવજો.' પાનનો શો ગુનો છે બિચારાનો ? પાન પર ચીડ છે આપણને ? આપણે તો વીતરાગ થવાનું છે. પાન ઉપર ચીડેય નથી અને પેલા રસ ઉપર રાગેય નથી. પછી મોક્ષમાં તો પછી પાન ના

મળે, બળ્યા ! ત્યાં કંઈ તે પાન ખાવાના છે ? તે હમણે ખાઈ લો ને, છાનામાના. આ છેલ્લા અવતાર એક-બે હોય તો ખાઈ લો નિરાંતે. પછી તો ત્યાં આવું પાન-બાન કશું મળે નહીં, માટે ખાવ નિરાંતે. દેખ લેંગે, આગે કી બાત આગે !

એવું છે, અમારે લફરું ના હોવું જોઈએ, પાન-બીડી બધું છોડવાનું મારે. તમારે છોડવાનું ના હોય. તમારે તો અમારા કહ્યા પ્રમાણે જ ચાલવું. બહુ ડખો ના કરવો.

## ડિસ્ચાર્જની ખોડો ન કાઢો તો થશો શુદ્ધાત્મા

**પ્રશ્નકર્તા :** દાદા, સિગરેટ પીવાની વારંવાર માંગણી ઊભી થાય.

**દાદાશ્રી :** કોની માંગણી પણ ? પહેલાના વખતની છે એ માંગણી, કોની માંગણી ?

**પ્રશ્નકર્તા :** ચંદુની.

**દાદાશ્રી :** તો ચંદુની માંગણીને આપણે શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** પણ હવે દાદા, એનેય શુદ્ધાત્મા થવું હોય એવું લાગે છે, એનો મતલબ એ થયો. પોતાની જગ્યા છે ત્યાં પહોંચવા માગે છે.

**દાદાશ્રી :** એ તો ડિસ્ચાર્જ પૂરું થશે તો એ ત્યાં જ પહોંચશે એ. પણ એને આપણે આમ આવું ખોતરણાં ના ખોદીએ* ત્યારે.

**પ્રશ્નકર્તા :** સમજણ ના પડી, દાદા.

**દાદાશ્રી :** એના ખોતરણાં ખોદીએ નહીં, એની ખોડો ના કાઢીએ ત્યારે ત્યાં પહોંચે. આ તો ખોડો કાઢીએ ને જંપીને બેસવા ના દઈએ એને બિચારાને. 'હજુ તો આવું કરે છે. હજુ આમ સિગરેટ પીવે છે !' સિગરેટ ચંદુભાઈ પીતા હોય તો પીવા દેવી અને પછી એને રોજ કહેવું, કે પાંચ મિનિટ બોલો, 'સિગરેટ પીવી એ ગુનો છે. નહીં પીવી જોઈએ.' એવું બોલાવવું.

---

*ખોતરણાં ખોદવા - જૂના દોષ જોવા

## પારકી જણેલી એની મેળે જતી રહેશે

અને ચંદુભાઈને મહીં ઊંચું-નીચું થાય, કે 'હારું કેટલી બધી આ નબળાઈઓ કહેવાય ?' નબળાઈઓ એ કંઈ તારી નહોય ને ? 'એ મારી ન્હોય' કહીએ. એ અમારી નબળાઈ છે પણ મારી ન્હોય એ. તમે તો અનંત શક્તિવાળા છો. આ તો પારકી જણેલીની વાત છે. આપણી જણેલી નહોય આ. પારકી જણેલીની પીડા આપણે ક્યાં કરીએ ? છો ને રહી, પારકી જણેલી છે, એ એની મેળે જતી રહેશે. તે આપણી નહોય ને ! અને તે વારસાઈમાં તો એને મળવાનું જ નથી ને !

## 'છોડે' ત્યાં દ્વેષ, 'ઘાલે' ત્યાં રાગ ને 'જાણે' તો છૂટા

સિગરેટ પીતો હોય કે બીડી પીતો હોય, આપણે કશી લેવાદેવા નથી, આપણે તો જાણવું જોઈએ, કે શું પીવે છે એ ? આખી પીવે છે કે ઠૂંઠા સુધી પીવે છે અગર નીચે ફેંકેલી પીવે છે કે નવી પીવે છે, એ આપણે જાણવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આપણી જાણ બહાર કંઈ ન થવું જોઈએ.

**દાદાશ્રી :** જાણવું જોઈએ બસ. ભગવાનને ઘેર એવું નથી કે તમે આ સિગરેટ કેમ પીધી અને તમે ફલાણું કેમ કર્યું ને એવું કશું છે નહીં. જે પ્રકૃતિ બંધાયેલી છે એ પ્રકૃતિ અનુસાર એ પ્રકૃતિ ફરે છે. પ્રકૃતિના ગુણોથી બંધાયેલી છે, એ ગુણો આમ ભજવે છે, એ આપણે જોયા કરવાનું. ચંદુભાઈ શું કરે છે એ જોયા કરવાનું. કારણ કે બંધ કરાવનારને મેં રજા આપી દીધી છે. એટલે ચંદુભાઈ શું કરે છે, એ જોયા કરવાનું તમારે.

એવું છે કે ચંદુભાઈ છે તે હુક્કો પીએ, અને તમે જાણ્યા કરો કે ચંદુભાઈએ જરા કડક તમાકુ પીવા માંડી છે ને એમ તેમ બધું જાણ્યા કરો. આ હુક્કો ને આ બધી વસ્તુઓ જે વળગી છે ને, તે બધો સંસાર રોગ છે. બધો સંસાર રોગ પેઠેલો છે. આપણે ફક્ત આ રોગને જાણીએ કે શું થયો, ત્યારથી છૂટતા જાય એમાંથી. આમાં આ છોડી દેવું ને આ ઘાલવું એવું ના હોય. જ્યાં છોડી દેવાનું છે ત્યાં દ્વેષ વર્તે છે, ઘાલે છે ત્યાં રાગ

વર્તે છે. રાગ-દ્વેષથી આ સંસાર ઊભો રહ્યો છે.

આપણે શું કહીએ છીએ, કે બધું જાણો. જો શુદ્ધાત્મા પ્રાપ્ત થાય તો જાણેલું કામનું. નહીં તો પેલા લોકો જાણવા જાય તો ચાલે નહીં એનું, કંઈ વળે નહીં. તમે શુદ્ધાત્મા, એક ફેરો એ પદ તમને યાદ આવે છે, તમને સામું આવે છે, માટે છૂટો તું.

## સારું-ખોટું એ રિલેટિવ વસ્તુ છે

**પ્રશ્નકર્તા :** આપણે જોયા કરીએ એમાં આપણે જ્ઞાતા-દ્રષ્ટાભાવ રાખીએ છીએ, પણ એમાં એવું નહીં કરવાનું, કે આ હોવું ઘટે ને આ હોવું ના ઘટે ?

**દાદાશ્રી :** ના, ના, એવું નહીં. તો તો પછી રાગ-દ્વેષ થયો. આ ના હોવું ઘટે ત્યાં દ્વેષ થયો અને આ હોવું ઘટે ત્યાં રાગ થયો. તમારે જોયા કરવાનું. કૃપાળુદેવે કહ્યું, કે 'અજ્ઞાને કરીને ભેળા કરેલા કર્મ, જ્ઞાને કરીને નિકાલ કરવાનો છે.' જ્ઞાને કરીને એટલે જોઈને નિકાલ કરવાનો છે. જ્યાં સુધી જુએ નહીં ત્યાં સુધી બંધન છે. અને આ સારું-ખોટું કરવા ગયો કે પાછું રાગ-દ્વેષના ટુકડા ચોંટ્યા પાછા.

સારું કયું ને ખોટું કયું ? કોના આધારે ? એ રિલેટિવ વસ્તુ છે. શું છે ? એ કેવી વસ્તુ છે ?

**પ્રશ્નકર્તા :** દ્વંદ્વ છે, રિલેટિવ છે.

**દાદાશ્રી :** દ્વંદ્વ અને રિલેટિવ વસ્તુ છે. દહીં ખાવું સારું કે દૂધ ખાવું સારું ? કયું ખોટું આ બેમાંથી ?

**પ્રશ્નકર્તા :** બન્નેમાંથી આમ એકેય ખોટું તો નહીં.

**દાદાશ્રી :** છતાંય છે તે, 'હું જરાક દહીં ખઉં છું ને, તો મને શરદી થઈ જાય છે.' એને દહીં ઉપર દ્વેષ છે. પેલો કહેશે, 'હું જરાક દૂધ પીઉં છું તો કફ થઈ જાય છે.' આમાં કયું સારું, મને કહો ને હવે. સારું-ખોટું કોને કહો છો તમે ? એ ક્યાં સુધી ? ક્રમિક માર્ગ હોય ત્યાં સુધી. અહીં

વાંધો ના હોય, આ તો વિજ્ઞાન છે. સુટેવો ને કુટેવોને બાજુએ મૂકી છે અહીં. આ ફક્ત વ્યસન સુખને રોકે, શારીરિક બીમારી થાય. સુખ આવતું હોય તો તેને આવવા ના દે. શુદ્ધ ઉપયોગમાં એક્ઝેક્ટ ના રહેવા દે.

હવે એમાં આપણે કેવું કરવું જોઈએ ? 'આ કરવું જોઈએ ને આ નહીં કરવું જોઈએ', એ ભાવ નહીં ઉત્પન્ન થવો જોઈએ આપણને. આ સારું છે, એ ખરાબ છે એવો ભાવ નહીં ઉત્પન્ન થવો જોઈએ. આપણે તો જોયા જ કરવાનું.

## જ્યાં 'વ્યવસ્થિત' કર્તા, ત્યાં રહ્યું 'ડિસ્ચાર્જ'

એ ભરેલો માલ નીકળે છે. આ બધો માલ તમે ભરી લાવ્યો છો, તે નીકળી જ જવાનો છે ને ખરી પડવાનો જ છે.

**પ્રશ્નકર્તા :** પણ એનો અંત જ જાણે નથી આવતો, એવું નીકળ્યા જ કરે છે.

**દાદાશ્રી :** એ નીકળ્યા કરે તે આપણે જોયા કરવાનું ફિલમની પેઠ. જો અંત આવી જાય ને, તો તમે જુઓ શું તેમાં ?

હવે એ તો એની મેળે ખરી પડે ત્યારે જતી રહેશે. એની મેળે જતી રહેશે, કહ્યા-કર્યા વગર.

**પ્રશ્નકર્તા :** એની વાટ જોવાની ?

**દાદાશ્રી :** નહીં, વાટેય કંઈ જોવા બેસી રહીએ ? આપણે તો આ જોયા કરવાનું, કેટલી સિગરેટ પીવે છે, રોફથી પીવે છે કે કમનથી પીવે છે ? એને જોયા કરો ને ! આટલું બધું સરસ વિજ્ઞાન મળ્યું છે ! ડિસ્ચાર્જ આ દુનિયામાં કોઈ વખત કહેવાયું નથી. આને આ કર્મ ડિસ્ચાર્જ છે એવું કોઈએ કહ્યું નથી. અને તેની જવાબદારી મેં લીધી છે, આ ડિસ્ચાર્જ છે તેની.

**પ્રશ્નકર્તા :** પણ એ ડિસ્ચાર્જ જે થઈ રહ્યું છે, એમાંથી ફરી ચાર્જ ન થાય ?

**દાદાશ્રી :** ના, ના થાય. ચાર્જ તો કર્તા જોઈએ, 'હું કરું છું' એવું ભાન જોઈએ. હવે તો વ્યવસ્થિત કર્તા છે ને ! 'હું કરું છું' એ ભાન થાય પછી ચાર્જ થાય છે. આ સાયન્સ બધું સમજી લેજો.

**પ્રશ્નકર્તા :** તો કો'કે કહ્યું, કે આ બરોબર નથી, એટલે તો આ તકલીફ લાગે છે.

**દાદાશ્રી :** કો'ક જે કહેનારા છે ને, તે તો બહારના માણસો. બહારના માણસો તો શું કહે ? આવું બધું ના હોવું જોઈએ. એથી કરીને આપણે એમની વાત માની લેવી ? એવું અહીંનો કોઈ કહે તો મને કહેજો.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીઓએ પણ આને દુર્ગુણમાં ખપાવ્યા છે ને, સિગરેટ કે વ્યસનોને ?

**દાદાશ્રી :** એ પણ પેલા ક્રમિક માર્ગના જ્ઞાનીઓ, જે કર્તા છે, ઠેઠ સુધી કર્તા રહે. અહીં કર્તા ભાગ નથી આ. વ્યવસ્થિત કર્તા થાય છે. તમને સમજાયું થોડુંઘણું ? આ વિજ્ઞાન છે. વિજ્ઞાનને જો સમજી લે, તો પછી કશું રહેતું નથી.

## કંટ્રોલ કરવો નહીં પણ સમજણ આપવી

**પ્રશ્નકર્તા :** મારે એક પ્રશ્ન હતો, કે મને ચાની બહુ આદત છે. આ વ્યવસ્થિતનું જાણ્યા પછી એ આદતને વધારે ઉત્તેજન મળે છે, તો મારે કરવું શું ? એ છોડી દેવાનો પ્રયત્ન કરવો કે જેમ છે તેમ જોયા કરવું ?

**દાદાશ્રી :** જેમ છે તેમ જોવું.

**પ્રશ્નકર્તા :** પણ ચાને ઉત્તેજન મળે છે. મને ચા પીવાનું ઉત્તેજન મળે છે.

**દાદાશ્રી :** ના, આપણે થોડો ઠપકો આપવો, 'ચંદુભાઈ, આ ચા વધારી છે તે પેલું એ થશે સુગરનું', કહીએ.

**પ્રશ્નકર્તા :** ડાયાબીટિસ.

**દાદાશ્રી :** જરા પાંસરા રહો ને, કહીએ.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછી વ્યવસ્થિતનું અવલંબન લેવાથી, પેલું વ્યવસ્થિત છે એમ કરીને છોડી દેવાથી, ઢીલું મૂકવાથી ચા વધારે ને વધારે પીવાય છે.

**દાદાશ્રી :** હા, પણ એ ઢીલું મૂકવાથી એટલે વધારે થાય ને !

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાં શું કરવું, આમ કંટ્રોલ કરવો, ડામવું ?

**દાદાશ્રી :** ના, એટલે કંટ્રોલમાં આપણે વઢવાનું એમને, કે 'પછી સુગર થઈ જશે. જરા પાંસરા રહો ને !' આમાં હવે આપણે જાતે કંટ્રોલ કરનારા હતા એ મટી ગયા. કંટ્રોલ કરનારા આપણે રહ્યા નથી હવે. તમારે તો ચંદુભાઈને કહેવાનું, 'ચંદુભાઈ, પાંસરા રહો ને, નહીં તો સુગર થશે મહીં.' આવું કહેજો તેમ છતાં પછી જે બને એ ખરું.

## હૃદયપૂર્વકની વૈજ્ઞાનિક ગોઠવણી

આપણા મનમાં ભાવના હોવી જોઈએ. આપણે ઊલટું કહેવું જોઈએ કે ચંદુભાઈ, આ સિગરેટ અને ચા ન હોય તો સારું.

**પ્રશ્નકર્તા :** એ જ પૂછું છું, કે એવો ભાવ આવે છે તો શું... ત્યાં કૉન્ફ્લિક્ટ થાય છે.

**દાદાશ્રી :** એવું નહીં. એને ના હોય તો સારું એનો અર્થ એવો નહીં. હવે અભિપ્રાય નથી એવો આપણે. આની જરૂરિયાત નથી. છે એ માલ ભલે નીકળતો. ત્યારે કહે, ભઈ, કેરીઓ-બેરીઓનું કેમ કહેવાનું નહીં ? ત્યારે કહે, કેરીઓનું નહીં. કેરીઓ ચોંટેલી નથી. અને આ ચા ને સિગરેટ ચોંટેલી છે એટલે.

તમારે નક્કી કરવાનું કે હવે મારે આ જરૂર નથી. કારણ કે જે વસ્તુની જરૂર નથી, તેની ઉપર તમે ચીડ શું કરવા ખાવ છો ? એ તો ન્યૂટ્રલ છે બિચારી. એ ચેતન નથી, નપુંસક છે. જેને પ્રજા ના ઉત્પન્ન થાય, એવી વસ્તુ છે આ તો. આ તો તમે મહીં ભળો છો એટલે પ્રજા ઉત્પન્ન થાય છે. અને જેટલી થઈ ગઈ છે, એનો હિસાબ તો ચૂકવવો જ

પડશે ને ? આ સમજાય એવી વાત છે ? કોઈને ના સમજાય તો કહેજો, ફરી સમજાવું. કોઈને કંઈ છોડવાનું હોય તો રસ્તો આ છે, બીજો રસ્તો નથી. એને બહુ કરાંજશો નહીં, હોં... નહીં તો આંતરડા નીકળી જશે બહાર.

એ છોડવાની નહીં. તમે છોડનારા કોણ ? જ્ઞાન આપ્યું ત્યારે તમે શુદ્ધાત્મા થયા. હવે છોડવાની, ગ્રહણ કરવાની ને ત્યાગવાની તમારે શક્તિ જ ના રહી. અને ત્યાગ કરવા જાવ તો ઊલટું મૂરખ બનશો. બીડી કહેશે, લ્યો ને કાઢો સવાદ (સ્વાદ) !

નક્કી કરે કે મારે આ કાઢવું જ છે, પછી કરાંજવાનું નહીં. કરાંજવાની તો ડૉક્ટરેય ના પાડે, કે મૂઆ, તબિયત બગડી જશે ને આંતરડા બહાર નીકળી જશે. એમ બહુ જોર નહીં કરવાનું, 'મારે બીડી છોડી દેવી છે, હેય... છોડી દો.' ત્યારે બીડી કહે, 'મને તરછોડ મારી છે, ક્યાં જઈશ હવે ? તારા બાપને ત્યાં જઈશ ? અત્યાર સુધી સંઘરીને પછી અત્યારે તરછોડ મારું છું ? ડાઈવોર્સ લઉં છું ?' ક્યાં જાય પછી ? એ તો એની મેળે જતી રહે બીડી-બીડી તો. ઈચ્છા કર્યા કરજો, કે મારે આ જોઈતી નથી હવે. બીડીબેનને કહીએ, તમે જાવ તેમાંય હું ખુશ છું, હમણે રહેશો તો રહેશો ત્યાં સુધીય ખુશ છું, પણ જાવ એવી મારી ઈચ્છા ખરી હવે. તે ગઈ. બધાને જ જતી રહે છે, પણ આવી આ એની વૈજ્ઞાનિક ગોઠવણી જોઈએ. ગોઠવણી ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ, બરાબર છે.

**દાદાશ્રી :** અને તે હૃદયપૂર્વકની જોઈએ, બુદ્ધિપૂર્વકની ન ચાલે.

**પ્રશ્નકર્તા :** ન ચાલે.

## ખરી પડવાનું અવશ્ય છે

**દાદાશ્રી :** એટલે અમારું આ વિજ્ઞાન કેવું છે ? બધું ખરી પડે છે. તમારે ઉખેડવું નથી પડતું, એની મેળે જ ખરી પડે છે.

**પ્રશ્નકર્તા :** સૂકાઈને ખરી પડે.

**દાદાશ્રી :** ખરી પડે છે. જેમ ચા અમને કહેવાય ના ઊભી રહી, એવી રીતે તમને કોઈ કહેવાય નહીં ઊભું રહે અને ચાલ્યા જશે. આ વિજ્ઞાન ઈટસેલ્ફ એવું છે ! અને વિજ્ઞાનમાં પૉઈન્ટ નહીં સમજવાથી શિયાળાના દહાડે પંખા ચાલુ થઈ જાય, એક સહેજ જ ભૂલ થાય તો ! તે આખી રાત માણસ ઠંડીથી મરી જાય બધા. આ વિજ્ઞાન છે. એક એટલું સમજી ગયા ને, ખરી પડે ત્યારે... !

**પ્રશ્નકર્તા :** હા, ખરી પડે. સમજી ગયો.

**દાદાશ્રી :** અવશ્ય ખરી પડવાની છે. સુટેવો-કુટેવો એ બધાને ખરી પડશે. આ અમારી બહુ જબરજસ્ત શોધખોળ છે !

## 'પીઓ' કહેવું કે 'છોડી દો' કહેવું, બધો ગુનો

આ ભાઈ કહે છે, 'આ મારે બીડી છોડવી છે, છોડાવી દેવડાવો ને !' મેં કહ્યું, 'રહેવા દો ને હમણે, પછી ઠૂંઠા ખોળવા પડે તેના કરતાં.' કારણ કે છોડ્યું છૂટે એવું નથી આપણું. એ તો એની મેળે જતું રહ્યું તો ઠીક છે.

અમે 'રહેવા દો' કહીએ, તે એકપક્ષી ના બોલીએ. બીડી રહેવા દો એવું કહેવું ને, બીડી પીઓ એમ કહેવું એ તો ગુનો છે. અને 'બીડી છોડી દો' કહેવું એ ડબલ ગુનો છે. એટલે અમે એકુંય ગુનામાં આવીએ નહીં. અમે એની પાછળ દવા કરીએ.

તમે કયા ગુનામાં આવો ?

**પ્રશ્નકર્તા :** બેય ગુનામાં.

**દાદાશ્રી :** બેઉ ગુનામાં ? શું વાત કરો છો ? એક માણસ બહુ ઉતાવળ કરતો'તો. ત્યારે બીજો માણસ કહે, 'બહુ ઉતાવળ ના કર કર કરશો.' ત્યારે મેં કહ્યું, 'ભઈ, ઉતાવળ કરવી એ ગુનો છે. ઉતાવળ ના કરવી એ ડબલ ગુનો છે.' તમે આ વાતને સમજી જાવ તો ઉકેલ આવશે, નહીં તો ઉકેલ નહીં આવે એનો. આમ જશો તોય ગુનેગાર છો, આમ

જશો તોય ગુનેગાર. કમ ટૂ ધ નૉર્મલ. ના ઉતાવળ કરે તો ડબલ ગુનેગાર છે. મૂઆ, ગાડી કંઈ તારી રાહ જોવાની છે ? અને ઉતાવળ કરીને જઈશ તો મૂઆ, કોઈને અથડાઈ પાડીશ ગાડી. એટલે ઉતાવળ કરવી તેને સિંગલ ગુનો કહેવાયો અને ના ઉતાવળ કરે એને ડબલ ગુનો. વાત સમજણ પડે એવી છે ?

## 'છોડ' એવું કહીએ તો હું જ્ઞાની જ ન કહેવાઉં

અમે તો સમજણ પાડીએ, કે આમાં આટલો ફાયદો ને આટલું નુકસાન ! અમે કોઈને એમ ના કહીએ, કે 'તમે આમ ન કરો.' કારણ, વીતરાગી માર્ગ છે. વીતરાગી રસ્તો ને, એટલે આમ દબાણ ના હોય અમારું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આટલા બધા વખતથી હું સત્સંગમાં આવું છું, પણ આપે કોઈને 'અમુક વસ્તુ છોડ' એવું તો આપે કીધું જ નથી.

**દાદાશ્રી :** હું કહું તો હું જ્ઞાની જ ના કહેવાઉં. હાઉ ઈઝ ઈટ પૉસિબલ (તે કેવી રીતે શક્ય છે) ?

**પ્રશ્નકર્તા :** ત્યારે બીજે આ સિવાય કંઈ સાંભળ્યું જ નથી, કે 'આ છોડ, આ છોડ, આ છોડ.'

**દાદાશ્રી :** એ આ જ ભાંજગડમાં પડ્યા છે ને આજે લોકો. પારકી જણેલીની પીડા કર્યા કરે છે. અલ્યા મૂઆ, તારી જણેલીની પીડા કર ને ! પારકી જણેલી તો પૈણવાની હશે તો પૈણશે, નહીં તો નહીં પૈણે, તું તારી પૈણાય ને, મૂઆ. પારકી જણેલીની આપણે શું ભાંજગડ તે ?

**પ્રશ્નકર્તા :** દાદા, અમે એમાંથી પરવારતા જ નહોતા.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** દાદા, નાછૂટકેય બાધા લેવડાવે અમને.

**દાદાશ્રી :** હા, બાધા લેવડાવે. એને મરજી હોય કે નામરજી હોય તેય જોતા નથી.

## સમજાવીને, ફોસલાવીને વઢ્યા વગર મોક્ષમાર્ગે રાખે

તેથી અમે કહીએ, 'પી, બા.' એને 'ના' કહું તો તો એનું મન અવળું ચાલે, 'રહેવા દો, આ દાદાજી તો ના કહેવા માંડ્યા. આપણે જવું જ નથી હવે.' હું તો કહું, 'પી, બા, નિરાંતે પીજે.' નહીં તો મારે વઢવું પડે તો કેટલા જણને વઢવું પડે ?

**પ્રશ્નકર્તા :** બધાને જ વઢવું પડે.

**દાદાશ્રી :** આ બધા ચોખ્ખા માણસ છે ? વઢવું ના પડે એવા માણસો છે ?

**પ્રશ્નકર્તા :** વઢવું જ પડે.

**દાદાશ્રી :** વઢવું પડે એવા માણસો છે. મારે ક્યારે પાર આવે ? મારું મગજ શું થઈ જાય ? હું તો એવી કાચી માયા નથી ! આ તમારું કલ્યાણ કરવાનું, મારું તો કલ્યાણ થઈ ગયેલું છે. મારે તો ફરી હવે બગાડવું નથી.

**પ્રશ્નકર્તા :** તોય દાદા, પ્રયોગ કરો ને, વઢવાનો.

**દાદાશ્રી :** વઢીએ તો આ જીવો જતા રહે પાછા. આ તો અહિત કરે ઊલટાના. એમને પોતાને ભાનેય નથી કે મને જ્ઞાની પુરુષ મળ્યા છે ! આ વઢ્યા એટલે એ જતો રહે. કારણ કે આ દૂધ કેવું છે આ આજના મનુષ્યોનું, કે છાશ મહીં નાખ્યા સિવાય, છાશના સંસર્ગથી જ દહીં થઈ જાય છે. એવા મનુષ્યો છે આ. આમાં કશું બહુ હલાવવા જેવું નથી. આ જ્ઞાન મળ્યું એટલે હવે બહુ શક્તિવાળા થઈ ગયા. હવે તો બરોબર શક્તિ... પણ હજુય ભાગી જાય જો કદી કડકાઈ કરીએ તો. એટલે અમે વઢીએ નહીં કોઈને.

## આંતરીએ ત્યારે ચોરીછૂપીથી કરે

અમે જાણીએ છીએ કે આ બીડી જતી રહેવાની છે. મારી પાસે બેઠો હોય તો એ માલ રહેવાનો છે ? મારામાં હોય તો રહે તમારામાં.

મારી પાસે હોય માલ, તો તમે જાણો કે દાદા રાખે છે તો આપણે નહીં ? દાદા પાસે હોય નહીં, પછી શી રીતે તમારી પાસે રહે ?

અત્યારે જો હું ખઈખપૂચીને તમારી પાછળ મંડ્યો હોય તો ? 'બીડી છોડીને આવજો કાલે. બીડી અડવાની નહીં.'

**પ્રશ્નકર્તા :** તો ભલીવાર જ ના આવે.

**દાદાશ્રી :** તો શું કરે પછી છેવટે ?

**પ્રશ્નકર્તા :** ચોરીછૂપીથી પીવે.

**દાદાશ્રી :** બીડી લાવવાની 'ના' કહી હોય ને, તો લાવે નહીં, પણ પડેલા ઠૂંઠા પાછા ખોળી કાઢીને પી લે છાનોમાનો. બીડીવાળાને એ બધી આદતો, વ્યસનની ચીજો એવી છે બધી. વ્યસન વસ્તુ જ એવી છે કે મન બિલકુલ લપટું જ થઈ જાય. જેમ બૂચ લપટો થઈ ગયો હોય તો પછી શીશીમાં રહે કશી દવા ? આડી થાય તે પહેલા તો બૂચ પહેલો નીકળી જાય. લોકો એમ જાણે કે બૂચ મારેલો છે. ના, પણ એના કરતાં મારીશ જ નહીં એને. લપટો પડી ગયેલાનું કામ શું પછી ? બૂચ મારવાનો અર્થ શો છે ? ઊલટું પેલી ફસામણ થઈ જાય. પેલો છોકરો એમ સમજે કે બૂચ મારેલો છે એટલે આમ આડી કરીશ તો નહીં ઢળે. ત્યારહોરું આડી કરે તો ઢળી જાય બધું. વાત તો સમજવી પડશે ને ? આમ ગપ્પું ક્યાં સુધી ચાલશે ?

આ કાળની વિચિત્રતા છે. તેમાં ગુરુઓ એને આંતર આંતર કરે. આ કાલથી તમારે ફલાણું ખાવું નહીં, ફલાણું ખાવું નહીં, ત્યારે પેલો છાનોમાનો ખાય. પાંચમા આરાની વાંકી આદતો, 'જલેબી ના ખાશો', કહીએ તો પછી ચોરીથી ખાય. દુષમકાળના જીવો ને, શબ્દોને પકડી ના રાખે.

આ આદતો નીકળે એવી નથી, તેથી આ નવું અક્રમ વિજ્ઞાન નીકળ્યું છે, કે બધી આદતો...

**પ્રશ્નકર્તા :** જૂની આદતો નીકળી જાય.

**દાદાશ્રી :** આદત કાઢવાની ના કહું. હું એને કહું, કે રહેવા દે. આ સાયન્સ જ જુદું છે. આ કાળ જુદો છે. આંતરો તેમ વધતું જાય. જેમ આંતરશો તેમ આદતો વધતી જશે. દુષમકાળની આદતો છે. માટે અમે બધી જ છૂટ આપી, કે તમારે જે કરવું હોય એ બધી છૂટ.

## 'ધ્યાન' શેમાં છે એ જોવા જેવું, વર્તન નહીં

**પ્રશ્નકર્તા :** હવે આ આ આદતને છૂટ આપી છે કે લાઈસન્સ આપ્યું છે એનો ફરક શું ?

**દાદાશ્રી :** લાઈસન્સ નથી મળ્યું, છૂટ આપી.

**પ્રશ્નકર્તા :** હા. પણ એ છૂટનો એવો અર્થ ના સમજે કે આ લાઈસન્સ મળ્યું, ગમે તેમ કરો ?

**દાદાશ્રી :** ના, પણ છૂટ આપી તે ઘડીએ એમને મહીં શું રહેતું હતું ? મેં પૂછેલું, કે 'દાદા તમને કેટલો વખત યાદ રહે છે ?' ત્યારે કહે છે, કે 'દાદા મને નિરંતર યાદ રહે છે.' અને આ ભઈનામાં એક ટેવ છે, મારી પાસે એક અક્ષરેય જૂઠું નથી બોલતા. ઘણાંખરાં નથી બોલતા, એવું એય પણ નથી બોલતા. તે બધી આદતો મારી પાસે છુપાવેલી નહીં, બધી મને કહી દીધેલી.

આ વર્તન તો નથી બદલાય એવું. ધ્યાન દાદામાં છે, એ આવતા ભવનું છે. દાદા પર ભાવ કેટલો છે એની તપાસ રાખો. એમને આખો દહાડો દાદાનું ધ્યાન રહે છે, પછી એથી વધારે શું જોઈએ ? એકદમ ફેરફાર તો નથી થાય એવો, ધીમે ધીમે થાય.

## પૉઝિટિવ વિજ્ઞાન, કરે રોગ ભસ્મીભૂત

આ આદતો જાય એવી નથી એટલે અમે નવી આદતો ઘુસાડીએ છીએ મહીં. એટલે પેલી એની મેળે નીકળી જાય. એક આદત જાય એવી નથી. તેથી આ નવું અક્રમ વિજ્ઞાન નીકળ્યું ! અક્રમ વિજ્ઞાન શું કહે છે ? ખાઓ-પીઓ એનો વાંધો નથી. તમારી આદતોનોય વાંધો નથી, પણ

અહીંયા આવો. એટલે આ રોગ શી રીતે નીકળવાનો, તે અમે જાણીએ છીએ. આ બધો રોગ ભસ્મીભૂત થઈ જશે. નહીં તો કરોડ અવતારે ના જાય એવો આ દુષમકાળનો રોગ ! આ વિજ્ઞાન જુદી જાતનું છે ! આ વિજ્ઞાન નેગેટિવ નથી, બિલકુલ પૉઝિટિવ પદ્ધતનું છે. જેમ કરતો હોય તેમ કરવા દે, પણ તું મારા સપાટામાં આવી જા ને !

**પ્રશ્નકર્તા :** હા, સપાટામાં આવી જા. અને પછી હું છોડીશ નહીં, એ વાત સાચી. એ બરોબર છે, દાદા.

**દાદાશ્રી :** બધી આદતો નીકળી ગઈ પણ. નહીં તો એક આદત પોતે ફેરવવા માગે તોય ફરે નહીં ને ગુરુ ફેરવવા માગે તોય ફરે નહીં. ગુરુ વાંકા ફરી જાય તોય ના ફરે, દુષમકાળની આદતો !

## પરસત્તાને ઉડાડવાના પ્રયત્નમાં ખોઈ સ્વસત્તા

વર્તન બદલવાની જરૂર નથી, દૃષ્ટિ બદલવાની જરૂર છે. કૃપાળુદેવેય લખેલું છે, તોય લોક વર્તનમાં પડ્યા.

**પ્રશ્નકર્તા :** દાદા, વર્તન ફેરવવા ગયા ને ફસાયા એવો ઘાટ થયો છે.

**દાદાશ્રી :** હા, જે પરસત્તા છે, એની ભાંજગડ ક્યાં કરવાની ? એક ફેરો કહી જોવું. જો મોળી સત્તા હશે, તો આપણે કહીએ, કે 'આ બીડી તમારાથી છૂટે એવી હોય તો છોડી દ્યો.' તો કહે, 'હા, એ છૂટી જાય એવી છે.' ત્યારે છોડી દો. પણ છૂટે એવી જ ના હોય તો તેને વગર કામના એની પાછળ પડે શું કરવાનું ? એની શક્તિની બહારની વાત થઈ ગઈ. એ કહેશે, 'મારી શક્તિ આ છોડવાની નથી આવી. બીડી છૂટશે નહીં મારાથી.' તો પછી એની પાછળ પડવાનો શો અર્થ ? નિર્બળને લાકડીઓ મારવી એના જેવી વાત. એની નિર્બળતા એ જાહેર કરે છે, મારાથી બીડી છૂટે એવી નથી. તો એની પાછળ પાછા લાકડી લઈને પડી રહ્યા છો. આ મૂઆ પરસત્તામાં લોક પડ્યા છે. પરસત્તાને સ્વસત્તા માનીને સ્વસત્તા ખોવા માંડ્યા છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ વાત મૌલિક છે તમારી ! કોઈની પાસે જડે નહીં.

**દાદાશ્રી :** હા, મૌલિક ને ! હા, પણ તે એને પરસત્તાને સ્વસત્તા માનીને પાછળ પડ્યા છે ને ! આપણે શું કહ્યું ? ભઈ, આ નથી છૂટે એવી. આ પરસત્તા છે એવું માનજો. વગર કામના એની પાછળ પડીએ ! પડનારેય ગુનેગાર. આગળ જનારેય ગુનેગાર ને પાછળ પડનારેય ગુનેગાર. 'હમણે ને હમણે છોડી દો', કહે છે. તે છાનામાના બહાર જઈને પી આવે, બળ્યા !

**પ્રશ્નકર્તા :** એ દાદા, પરસત્તા આપ જે કહો છો, એટલે મોડો-વહેલો એનો આધાર આપેલો ખસી જાય છે.

**દાદાશ્રી :** ખસી જ જાય. પરસત્તા હંમેશાં રહે નહીં પાસે. પરસત્તા એની મેળે ટાઈમ થાય એટલે જતી જ રહે એ. કારણ કે આ લોકને (મહાત્માઓને) ફરી એ પરસત્તા સંઘરવાની ટેવ નથી, પોતાની જ સત્તા સંઘરવાની ટેવ છે. એટલે એની મેળે એ અવલંબન ઊડી જ જાય. એના માટે એવું જો એને ઉડાડવા પ્રયત્ન કરશો તો સ્વસત્તા ખોઈ નાખશો. તે આ બીજા લોકોએ ઉડાડવા પ્રયત્ન કર્યો, એટલે સ્વસત્તા બધાએ ખોઈ નાખી છે.

## અક્રમમાં બહાર બગડેલાને અંદરથી સુધારીએ

**પ્રશ્નકર્તા :** એટલે એના માટે આપે આવી રીતે એ સત્સંગ આખો સમજાવેલો, કે આ કહે ને, આ એક બાજુ પીતા હોઈએ અને બીજી બાજુ આવી રીતે ન પીવાય, ન પિવડાવાય...

**દાદાશ્રી :** એક બાજુ પીતા હોય ને એક બાજુ આ ભાવના કરીએ. પીધેલું ઊડી જાય ને આ ભાવના શરૂઆત થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એવું એ ઓછું થતું જાય ને આ વધતું જાય.

**દાદાશ્રી :** લોકો કહે છે ને, 'આવો સાહેબ, પધારો સાહેબ.' પણ મનમાં શું હોય ? કે 'અત્યારે કંઈથી મૂઆ ?' અને આ શું કહે છે ?

'હુક્કો પીવે છે, પણ આ ના હોવો જોઈએ.' ત્યારે પેલો એથી ઊંધું કરે છે, 'આવો પધારો' કહે છે ને પાછો મહીં કહે છે કે 'આ કંઈથી મૂઆ ?' એ સુધરેલું બગાડે છે અને આપણે બગડેલું સુધારીએ છીએ.

**પ્રશ્નકર્તા :** આ આખી અક્રમ વિજ્ઞાનની અજાયબી જ આ છે, કે બહાર બગડેલું છે અને અંદર સુધારી રહ્યા છે.

**દાદાશ્રી :** અજાયબી ! હા, હા. એટલે સંતોષ રહે ને આપણને, કે ભલે આ બગડી ગયું તો બગડી ગયું, પણ આ નવો ઘાણ તો સારો થવાનો. એક ઘાણ બગડ્યો એ ગયો, પણ નવો તો સારો થશે ને ! ત્યારે એ શું કહે છે ? 'આ ઘાણને સુધારું.' ત્યારે મૂઆ, પેલો હઉ બગડી જશે. મેલ છાલ, આને મેલ, જવા દે અહીંથી. મૂઉં, ઘીયે ગયું ને તેલેય ગયું.

**પ્રશ્નકર્તા :** અને પાછું કહે કે અત્યારે આપણે કંઈ એના જવાબદાર નથી, અત્યારે બગડે છે એના જવાબદાર અત્યારે આપણે નથી. એ ગયા અવતારમાં જવાબદાર હતા.

**દાદાશ્રી :** અત્યારે આપણે નથી.

**પ્રશ્નકર્તા :** અત્યારે બીજાના હાથમાં ગયું છે આ.

**દાદાશ્રી :** એ સત્તા બીજાના હાથમાં. જવાબદારી આપણા હાથમાં નથી ને ! એ ફરવાનું નથી ને હાય હાય શું કરવા કરે વગર કામનો ?

## નવું ગ્રહણ કરશો નહીં ને જૂનાના જોખમદાર નહીં

મેં શું કહ્યું છે, ટૂંકમાં સમજી જાવ. હું કશું ફોડ પાડવા માગતો નથી. જે તારે રહી ગયું હોય બીડી-ચા, એ બધું તને હવે બંધનકારક નથી. સમજ પડી ને ? એટલે હવે ટૂંકમાં સમજી જાવ ને ! મારે બધો ફોડ ના પાડવો જોઈએ. મારી પાસે ફોડ પડાવો તેનો લોકો દુરુપયોગ કરશે. આ જ્ઞાન આપતી વખતે તારી પાસે જે રહી ગયું, તે હવે નવું ગ્રહણ કરીશ નહીં અને જૂનાનો તું જવાબદાર છું નહીં. તમને ના સમજાયું ? તમે સમજો છો ને, આવું બધું ?

**પ્રશ્નકર્તા :** સમજી ગયો હું.

**દાદાશ્રી :** ફોડ પાડીએ તો ખોટું દેખાય. લોકો એકધારું વાત કરે પછી બહાર. મેં તમને કહ્યું'તું, કે તમારી બીડી ને ચા વાંધો છે એવું ?

**પ્રશ્નકર્તા :** તમે તો એવું કહ્યું'તું, કે બીડી પીવાનું કહું તો મોટો ગુનેગાર અને છોડવાનું કહું તોય ગુનેગાર.

**દાદાશ્રી :** હા, હા. કારણ કે એ કોણ પીવે છે ને કોણ છોડે, એ હું જાણું છું. જગતના લોક કહે, કે આ પીવે છે. તમેય એમ કહો, કે હું પીઉં છું. પણ હું જાણું છું કે કોણ પીવે છે તે. એટલે હું જોખમદાર નથી ગણતો.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, કોઈક ખરાબ વ્યસન છોડવાનું કહીએ એમાં ગુનેગાર કેવી રીતે કહેવાય ? ખરાબ વ્યસન હોય એને છોડવાનું આપ કહો, એમાં તો ગુનેગાર કહેવાઓ જ નહીં ને ?

**દાદાશ્રી :** આ છોડવાનું કહેવું એટલે શું ? આ દુનિયામાં કોઈ માણસ એવો જન્મ્યો છે, છોડી શકે એવો ? આ જે છોડવાનું કહેનારા ને, એ અનંતગણા મૂર્ખા છે ને છોડવા જનારા તેય અનંતગણા મૂર્ખા છે. મૂર્ખ વાતો છે બધી.

**પ્રશ્નકર્તા :** પણ આપ આવું કહો એટલે એ થોડી અસર સારી થાય ને એની ? જે વ્યસની માણસ હોય એની ઉપર સંત પુરુષો આવી રીતે કહે એટલે અસર સારી થાય.

**દાદાશ્રી :** પણ છોડવું એટલે... દુનિયામાં છૂટેલું કોઈથી ? મેં કહ્યું કે આ દુનિયામાં, વર્લ્ડમાં કોઈ સંડાસ જાય એવી એની શક્તિ નથી ધરાવતો. તો શી રીતે છોડી શકે તે ?

તમે છોડી શકો એમ છો નહીં. અને હું તમને 'તું છોડી શકું એમ છું,' એવું કહું કે તમે છોડી શકો એમ જો કહો, એટલે તમે કરી શકો એમ છો એનો અર્થ થયો. એટલે તમે કર્તા રહ્યા. કર્તા રહ્યા એટલે ભ્રાંતિ તમને, અને હુંયે ભ્રાંતિમાં. પણ હું એવું બોલું નહીં. હું કરું છું, તે કરે છે, ને તેઓ

કરે છે એ અમારી ડિક્ષનરીમાં નથી. તમને સમજાયું આ જ્ઞાન ? એની મેળે છૂટી જાય ત્યારે સાચું. એની મેળે જ ખાલી થઈ જવાનું.

## ભરેલો માલ પદ્ધતસર ખાલી કરીએ

હવે આ ટાંકી ખાલી થાય છે. ખરી રીતે આપણે કહીએ, ભરેલી ટાંકી. નવું આવતું નથી એટલે છૂટી જવાનું પછી એ. એ વાત અનુભવમાં આવી તને ?

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે આજે પાંચ વર્ષ પહેલા જેવી પરિસ્થિતિ હતી, એ ચાર વર્ષ પહેલા પાછું દેખાય, જુદું થઈ ગયું, ત્રણ વર્ષ પહેલા જુદું, અત્યારે જુદું છે, આમ ડાઉનમાં દેખાય બધું.

**દાદાશ્રી :** જુદું દેખાય. એમ કરતું ખાલી થઈ જશે. પછી ટાંકી ખખડશે, મહીં કશું નહીં, પાણી-બાણી કશુંય નહીં. એટલે અમે જે કહેતા હતા, બરોબર છે ને ?

**પ્રશ્નકર્તા :** એવું એક્ઝેક્ટ છે.

**દાદાશ્રી :** ટાંકી-બાંકી બધી ખાલી થતી જશે, પછી કશુંય રહેશે નહીં. છો ને, તમે પીવો સિગરેટ. પણ અમે દવા કર્યા કરીએ. કેટલાય પીતા બંધ થઈ ગયા. કેટલાયની બંધ થઈ ગઈ. કારણ કે હું જાણું કે આટલા દસ વર્ષ ચાલશે, પંદર વર્ષ, પછી ખલાસ થઈ જાશે. આ માલ ભરેલો છે. એટલે અમે વઢીએ નહીં. ભરેલો માલ ખલાસ થઈ ગયો, એ આપણે અહીં પછી નવી ટાંકી ભરાતી નથી. પણ પેલું તો ખાલી કરવું જ પડશે ને ?

**પ્રશ્નકર્તા :** ખાલી કરવું જ પડશે.

**દાદાશ્રી :** એટલે અમે પદ્ધતસર ખાલી કરીએ અમે. છતાંય એ એમ કહે કે, 'પીવાનું એ વાંધો નથી', તો ગુનો છે. એને ના કહી દઉં. એને એવું કહી દઉં, કે તું પીજે પણ આવું કરજે મહીં, પ્રતિક્રમણ પાછું તું કરી નાખજે.

## ડખલ કરે તો કાયમ ચાલ્યા કરે

આ આમનામાં તો દેવ જેવો ફેરફાર થયેલો છે.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ તો ચાર વાગે રાતે ચા પીએ. હવે એ છે તે મને કહે છે, 'આ મારે ચા ને બીડી શી રીતે જાય ? મારે બીડીઓ તો એ એક નાખી દઉં ને બીજી સળગાવું, એક નાખી દઉં ને બીજી સળગાવું છું.' શું થાય ? તે મેં કહ્યું, 'પી ને હમણે આ !' તો મને કહે, 'છોડી આપો ને, કંઈક રસ્તો કરો. તમારે છૂટ્યું એવી રીતે કંઈક.' મેં કહ્યું, 'ના, પી ને હમણાં, હઉ થશે જે થવાનું હશે તે.' તે પછી છ મહિના પછી કહે છે, 'જતું રહ્યું.' ત્યારે મેં કહ્યું, મૂઆ, એમ જતું રહે. બીડીઓય જતી રહી ને ચાયે જતી રહી. કારણ કે આપણો ભરેલો માલ ખાલી થઈ રહ્યો છે. જો પોતે એમાં ડખલ ના કરે તો ખાલી થઈ રહ્યો છે. અને ડખલ કરે તો કાયમ ચાલ્યા કરશે.

## લોકો માને કૃપા, ખરેખર વૈજ્ઞાનિક રીતથી છૂટે છે

ત્યારે એ મને કહે, 'રોજ ચાર વાગે ચા પીતો'તો છપ્પન વર્ષથી. તે ચા-બા ક્યાંય જતી રહી. યાદ નથી આવતી, તે શું છે આ બધું ?' મેં કહ્યું, કે 'આ ટાંકી ખાલી થઈ.' ત્યારે કહે, 'ટાંકી તે વળી ખાલી થતી હશે ? આ તો તમારી કૃપાથી થયું.' હવે હું એને સમજણ પાડું છું તોય આ આવું બોલે છે, તેને શું થાય તે ? કહે છે, 'એ તો તમારી મારી ઉપર બહુ કૃપા છે તેથી આ છૂટી ગયું. નહીં તો છૂટે કે ?' મેં કહ્યું, 'જેમ સમજવું હોય એમ સમજ પણ ગઈ ને આપણે ! તું એવું માન્યા કરજે ને ! તું માનજે એવું, વાંધો નથી. પણ ખરી રીતે તેમ નથી. ખરી રીતે વિજ્ઞાન છે આ. પણ તું માનજે એવું.' ત્યારે કહે, 'ના, એ તો તમે ગમે તે વિજ્ઞાન કહો પણ હું તો કૃપા જ માનું છું.' મેં કહ્યું, આ વૈજ્ઞાનિક છે, તમને ગેડ પડશે, સમજાશે ત્યારે.

આ રીત વૈજ્ઞાનિક રીત છે, આ જેવી તેવી રીત નહોય. આ

ચોવીસ તીર્થંકરોની વૈજ્ઞાનિક રીત છે. અને આપોઆપ છૂટી જાય છે. જુઓ ને, લોક જાણે કે દસ અવતારેય આ ચા નથી છોડવાના, અને બીડીયે નથી છોડવાના. તે બેઉ હડહડાટ જતું રહ્યું. કારણ કે નવી આવક બંધ થઈ ગઈ છે, ટાંકીમાં જ્યાં સુધી હશે ત્યાં સુધી જોર કરશે. પછી બંધ થઈ જશે.

બીજા ધર્મવાળા બીડીઓ બંધ કરાવે પણ કંઈ સંડાસ બંધ કરાવે ! મહારાજ કહે, 'બીડી છોડજો, છીંકણી છોડજો.' તે મૂઆ લોક સમજે, કે આ બે ચીજ જ છોડવાની છે ને બાકીની સંઘરવાની છે ! તે મૂઓ, એક ખૂણો અજવાળે, ને બાકીનામાં પૂંજો પડતો જ જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આપની પાસે આવ્યા તો કશું છોડાવ્યું નથી.

**દાદાશ્રી :** છોડાવ્યું કશું જ નથી. એક તો બેબાકળો થઈ ગયેલો હોય અને પાછું છોડાવી દેવાનું !

**પ્રશ્નકર્તા :** અને છતાંય વૈજ્ઞાનિક રીતે એવું બન્યું છે, કે બધું છૂટી જ જાય છે. આ વૈજ્ઞાનિક રીતે છૂટી જાય છે.

**દાદાશ્રી :** એની મેળે જ છૂટી જાય. વૈજ્ઞાનિક રીત આ, આ રીત આખી વૈજ્ઞાનિક છે !

## અજાયબી અક્રમ વિજ્ઞાનની, ટાંકી ખાલી થયા જ કરે

આપણું તો વિજ્ઞાન બહુ જુદી જાતનું છે.

**પ્રશ્નકર્તા :** જબરજસ્ત વિજ્ઞાન છે !

**દાદાશ્રી :** લોકોના માન્યામાં ના આવે, ટાંકી ખાલી થતી હશે.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન જ્યારે ક્રિયાકારી થઈને એનું સૉલ્યુશન આવે ને, ત્યારે એને અજાયબી લાગે, કે પોતે કંઈ કર્યું નથી અને જ્ઞાન કેવું ક્રિયાકારી થઈને આ વસ્તુ ઊડી ગઈ.

**દાદાશ્રી :** હા, ઊડી ગઈ. ત્યારે એને અનુભવમાં આવે.

**પ્રશ્નકર્તા :** જે દોષોથી એને ખૂબ મૂંઝવણ થતી હોય છે, એ દોષો એમ ને એમ છૂટી જાય છે.

**દાદાશ્રી :** એમ ને એમ છૂટી જાય છે. જબરજસ્ત પ્રયત્ન કરીને ના જાય, એ એની મેળે છૂટી જાય. એય અજાયબી જ છે, આ અક્રમ વિજ્ઞાનની !

**પ્રશ્નકર્તા :** પાછું દોષોની મૂંઝવણ એની જગ્યાએ હોય છે, પણ પોતાને નિરાકુળતા હોય છે.

**દાદાશ્રી :** હા. આમની બીડી ને ચા છૂટી ગઈ, એટલે લોકો બહુ અજાયબ થઈ ગયા, કે 'દાદા, આ તમે શું કરો છો ?' હું નથી કરતો આ બધું. આ તો વિજ્ઞાન જ કામ કરી રહ્યું છે. હું કરવા જઉં તો જાદુગર થઈ જઉં પાછો.

**પ્રશ્નકર્તા :** એ જે એક્ઝેક્ટ શોધખોળ છે ને આખી, બહુ ગજબની છે !

**દાદાશ્રી :** અક્રમ વિજ્ઞાન જ જુદી જાતનું છે. પહેલેથી કહેતો હતો, કે ટાંકી ભરેલી છે એટલો માલ નીકળી જશે કે થઈ રહ્યું.

## ડિસ્ચાર્જ એની મેળે પૂરું થયે છૂટકો

આથી મેં કહ્યું ને, અઘરું નથી તેને અઘરું કરશો નહીં. ક્રમિક માર્ગ નર્યો અઘરો માર્ગ છે. અહીં ક્રમિક નથી. આ અત્યાર સુધી શાસ્ત્રોમાં કોઈ જગ્યાએ 'ડિસ્ચાર્જ' લખવામાં નથી આવ્યું, છતાં ડિસ્ચાર્જ કહું છું, એની જોખમદારી હું લઉં છું અને તમને અનુભવમાંય આવે છે. નથી આવતું ?

**પ્રશ્નકર્તા :** આવે છે ને !

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ છે એવું અનુભવમાં આવી ગયું, તો પછી શા માટે ? તમે તો હેય... ઈઝિલી રહો ને ! જેટલી છે એટલી ચૂકતે થવાની. નવું નથી, આ ડિસ્ચાર્જ સ્વરૂપે છે. નવું ઉત્પન્ન થવાનું નથી. હવે આ ટાંકીમાં ભરેલો માલ હશે ને, ત્યાં સુધી તમે સિગરેટ પીશો. આ પ્રકૃતિમાં

પહેલા શું હતું ટાંકીમાં, અહંકાર હતો ને, તે ટાંકીમાં આવક ચાલુ હતી અને ટાંકીમાંથી જાવકેય ચાલુ હતી. તમને સમજ પડી ને ?

**પ્રશ્નકર્તા :** હા, એટલે તેના તરફ જે આસક્તિ રહે છે એ આસક્તિ તૂટી જાય પછી.

**દાદાશ્રી :** આસક્તિ તો ઊડી ગઈ પણ જોડે જોડે ટાંકીમાં આવક ચાલુ હતી અને જાવક ચાલુ હતી. હવે આવક બંધ થઈ ગઈ છે.

**પ્રશ્નકર્તા :** હવે ડિસ્ચાર્જ થયે રાખે છે.

**દાદાશ્રી :** એટલે ડિસ્ચાર્જ એકલું રહ્યું ને, તે બસ્સો પૅકેટ કે પાંચસો પૅકેટ જેટલા પીવાના ડિસ્ચાર્જ બાકી હશે એટલા જ બાકી રહ્યા, બીજા હવે વધવાના નહીં. એટલે બે-પાંચ વર્ષે એની મેળે પૂરું થયે છૂટકો.

❖❖❖❖❖

## [૪]

# લોકનિંદ્ય વ્યસન જ્ઞાન પછીય ના ચાલે

### ડિસ્ચાર્જમાં ફક્ત લોકનિંદ્યનો જ વાંધો

જ્યારે ત્યારે ટાંકી ખાલી કરવી પડશે ને ? ડિસ્ચાર્જ માલ એટલે ટાંકીમાં ભરેલો માલ. માલ ગમે તેવો નીકળે તોય પણ ડિસ્ચાર્જ. ફક્ત લોકનિંદ્ય ડિસ્ચાર્જ ના હોવું જોઈએ. ડિસ્ચાર્જમાં એટલો જ વાંધો.

**પ્રશ્નકર્તા :** એ વાંધો શા માટે, દાદા ?

**દાદાશ્રી :** લોકનિંદ્ય છે એટલે. પરસ્ત્રીગમન, પછી દારૂ, માંસાહાર. લોકનિંદ્ય જે છે. તમે જે ખાનગીમાં છાનામાના ખઈ આવો છો તે બધું. ખાનગીમાં કરો છો ને ? ચા પીજો, સિગરેટ પીજો, બધું પીજો, એ ખાનગી ના હોય. પણ પ્રાઈવેટ એ જોખમ. ક્રમિકમાંય જોખમ અને અક્રમમાંય જોખમ. ભયંકર જોખમ !

### લોકનિંદ્ય ત્યાં આવક ચાલુ જ રહે, ટાંકી ખાલી ન થાય

દારૂ, પરસ્ત્રી એ ખલાસ થાય નહીં, એ વધતું જાય. એની આવક જ રહે. આવક રહ્યા જ કરે. ભયંકર જોખમ ! નર્કની વેદના ભોગવવી પડે. કારણ કે એ પ્રવાહ બંધ થતો નથી. એ પ્રવાહ છે તે આગળ નીકળતો જાય છે ને પાછો પાછળ પેસતો જાય છે. એટલે એ ટાંકી ખાલી ના થાય. જેમાં આવક રહે તેની ટાંકી ખાલી ના થાય. અને એ

માણસ ખલાસ થઈ જાય. પછી એ માણસ નર્કગતિનો અધિકારી. બીજી બધી છૂટ. કેરીઓ ખાજે, બધું કરજે. સંસારની કોઈ ચીજ અડતી નથી. ખાવ ને ! બધી ચીજો ખાવ-પીઓ, કશું તમને હરકતકર્તા નથી.

દારૂની લત લાગી જાય તો ખલાસ થઈ ગયું. એમાં આવક ચાલુ જ રહે હંમેશાં. લત જ્યાં હોય ત્યાં આવક ચાલુ ! એટલે એને નર્કગતિમાં લઈ ગયા વગર છોડે નહીં એ. એટલે જ્યારે ત્યારે ટાંકી ખાલી થાય નહીં. ટાંકી ખાલી થાય તો ઊડી જાય, તો વાંધો નહીં. પણ થાય નહીં ને !

## જગત નિંદે ને ખાનગીમાં કરવું પડે એ ન અડાય

દારૂની લત લાગે એ ગયો માણસ. બીડી-બીડીનો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** એની પણ લત થાય ને, દાદા ?

**દાદાશ્રી :** નહીં, એ લતનો વાંધો ના ઉઠાવે. કેવું ? કારણ કે જગતેય સ્વીકારે, જગત વાંધો ના ઉઠાવે, કે શું જોઈને બીડી પીવો છો ? કારણ કે એટલી બધી અહિત નથી કરતી. વ્યવહારમાં ખસેડવા જેવી ચીજ કેટલી, કે લોકનિંદ્ય હોય એટલી જ. બીજા બધા વ્યવહારનો વાંધો નથી. કોઈ સિગરેટ પીતું હોય તેને લોકનિંદ્ય કહેવાય છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** હં. બીડીનીય બહુ નિંદા ના કરે પણ બીજી બધી નિંદા કરે એ વસ્તુ ના અડવા દેવાય. એવું નથી ને કશું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કે ખરું ખાનગીમાં ? બીડી પીતો હોય તે લોકનિંદ્ય ના કહેવાય. ઊલટા બીડી ધરે લોકો, કે 'લ્યો, પીશો ?' એનો વાંધો નથી. આ લોક નિંદા થાય એ ખોટું. ચાનુંય લોકનિંદ્ય ના કહેવાય. તમે કોઈ જગ્યાએ કહો, કે 'ભઈ, મને અત્યારે ચા પીવી છે.' તો એ કોઈ એમ ના કહે, કે 'ભઈ, આ તો બહુ ખોટું કરો છો તમે.'

**પ્રશ્નકર્તા :** ઊલટા આગ્રહ કરીને પાય.

**દાદાશ્રી :** પાય ઊલટા. નિંદ્ય વસ્તુ એને ના ગણે. ચા-બીડી બધું, છે તેનો વાંધો નથી અને નથી તો સારું છે. વખાણ કરવા જેવીય ચીજ નથી. ચા પીવા જેવી ચીજ નથી છતાં ચાને માટે ન બોલીએ અમે. કારણ કે આજ તો પબ્લિકમાં એના વગર બીજું રહ્યું છે જ શું તે ? એ ઘણીખરી માદકતાવાળી ચીજો છે, જે આપણા કામની નથી. આ સોપારીય માદકતાવાળી ચીજ છે. પણ કંઈ આપણે એને હલાવાય જ નહીં ને ! એક દારૂ એકલા માટે આપણે કહેવું પડે, કે જે છિન્નભિન્ન કરી નાખે પોતાનું. દારૂ એ નિંદ્ય વસ્તુ કહેવાય. પોતાને જબરજસ્ત નુકસાન કરે ને બીજાને નિંદ્ય, બહારના લોકો નિંદા કરે. જગતમાં નિંદા થાય એ વસ્તુ નહીં કરવી. બીજી બધી ગયા પછી બને તો આ ચાનેય કાઢવાની છે. કારણ કે એ કાયમી મનને યાદ કરાવડાવે.

## ભાનમાં આવ્યા પછી બેભાન કરે એવી ચીજો ન પોસાય

દારૂ એ બેભાન કરનારી ચીજ છે, નહીં ? ભાનમાં ઓછું કરે ને, આપણને ?

**પ્રશ્નકર્તા :** ભાન ઓછું કરે, સાચી વાત.

**દાદાશ્રી :** એ તો ક્યારે નહોતા બેભાન ? તે આ જ્ઞાનથી જાગ્રત થાય છે માણસ. તે પાછી જાગૃતિને નુકસાન કરવું એવો ખોટનો વેપાર જ ના કરીએ. તે એની ડલનેસ ઉડાડવા માટે તો હું જ્ઞાન આપું છું, આખું. એટલે જાગૃતિ એકદમ ઉત્પન્ન થઈ જાય છે. અને ત્યાર પછી બીજે દહાડે જઈને પી આવે પાછો.

આ તો આપણે ત્યાં જ્ઞાન લીધા પછી જો દારૂ પીધો ને, તો અધોગતિ એટલે નર્કમાં ગયેય ઠેકાણું નહીં પડે. સ્વચ્છંદ કહેવાય એ તો. સુખ ઉત્પન્ન થયા પછી શેને માટે જોઈએ આ બધું ? શોભે નહીં આ બધું. એ બધી વાઈલ્ડ ચીજો છે. આપણને વાઈલ્ડ શોભે નહીં હવે. જેને જ્ઞાન ના હોય તે ગમે તે કરે. જ્ઞાન હોય ને પોતાને શાંતિ જેવી જોઈએ

એવી મળતી હોય અંદરથી, પછી આ વાઈલ્ડ ચીજો કોણ ખોળે ? આ તો વાઈલ્ડનેસ કહેવાય.

સુખ ના હોય આંતરિકમાં, ત્યારે એ બધું ઠીક છે. આ તો 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યાનમાં રહે ને, તો કેવું સુખ રહે ! પાંચ આજ્ઞામાં રહીએ ને, તો તો સમાધિ રહે !

## જ્ઞાન પછી લપસી પડવાના ત્રણ ભયસ્થાનકો

પરસ્ત્રી, દારૂ અને માંસાહાર. એ જ્ઞાન-બાન બધું ખાઈ જાય. અબ્રહ્મચર્ય અને ડ્રિંકિંગ, દારૂ આ જ્ઞાનને બહુ આવરણ લાવે. મહાવીરનું વચન અને મારુંયે વચન કાઢી નાખે. માટે સંભાળીને ચાલવું. 'હું ચંદુભાઈ છું' તેય ભૂલી જવાય, તો પછી આત્મા તો ભૂલી જ જવાય. માટે ભગવાને આથી ડરવાનું કહ્યું છે. ભગવાનના જ્ઞાનનેય જડમૂળથી ઉખેડીને બહાર નાખી દે. અડાય તો નહીં, સુગંધીયે ના લેવાય.

**પ્રશ્નકર્તા :** એવી સુગંધ અને સ્વાદ લઈને આવીને જેણે જ્ઞાન લીધું હોય ને પછી ન અડતા હોય તો એને માટે શું ? પહેલા લેતો હોય અને જ્ઞાન લીધા પછી ના લે, તો એનું શું ?

**દાદાશ્રી :** તો વાંધો નહીં. જ્ઞાન લીધા પછી ના લે એટલે લાઈનમાં જ છે આપણી. લિમિટમાં રહે એટલે બહુ થઈ ગયું. આ તો હજારમાં પાંચ-સાત-આઠ માણસ એવા લાસ્ટ સ્ટેજ ઉપર ઊતર્યા છે કે પોતાની જાતને ખલાસ કરી નાખી છે. ચાર્જ ફરી ઊભા કર્યા. આ ત્રણ ચીજ એવી છે કે ચાર્જ ફરી ઊભા થાય; માંસાહાર, દારૂ અને પરસ્ત્રી.

લપસી પડવાની આ ત્રણ જ વસ્તુ છે. બીજું બધું ખાજો-પીજો, કપડાં પહેરજો, ચશ્મા પહેરજો, સિનેમા જોવા જજો. ગમે તે વસ્તુ ખાજો, પણ એક માંસાહાર નહીં, એક બ્રાન્ડીનો છાંટો અડાય નહીં અને ત્રીજું, પરસ્ત્રી નહીં. પરસ્ત્રીનો વિચાર આવે તો પ્રતિક્રમણ કરવું. આ ત્રણ જ વસ્તુ પડવાના સ્થાનક છે. બીજી કોઈ વસ્તુ પાડનારી નથી. પડવાના એટલે ફરી ઠેકાણું નહીં પડે. એટલા હારુ અમે કહીએ છીએ, કે અમારી

જોડે આવશો નહીં. અને આવશો તો પડ્યા પછી હાડકું જડે નહીં એવું છે આ તો. બહુ ઊંચા-હાઈ લેવલ પર જઈએ, એના કરતાં થોડે ગયા હોય તો પડી જાય તો થોડા હાડકાં તો જડે ! બીજા કશા પડવાના ભયસ્થાનક નથી.

બીજું તો ધંધા-રોજગાર કરો, બધું કરો, સિનેમા જોવા જાવ તેનોય વાંધો નથી. ચા પીવો તેનોય વાંધો નથી. ચાયે એ ઈન્ટૉક્સિકેશન પણ તોય પીવો તો વાંધો નથી. પેલું કેફ ના ચડાવે ને ! આ દારૂ પીવો તો આત્મા બેભાન થઈ જાય એટલે થઈ રહ્યું, પછી જ્ઞાન બધું ખલાસ થઈ ગયું. પછી નર્કગતિ થાય એની. અને પરસ્ત્રીમાંય એવું. માંસાહાર સંબંધમાંય નિવેડો ના થાય. સમજાયું આ ? નોંધી રાખજો. પડવાના સ્થાનક ગમતા નથી ને કે ગમે છે ?

## લોકનિંદ્ય ટેવોમાંથી દૃઢ નિશ્ચયે પણ નીકળી જવું

**પ્રશ્નકર્તા :** એટલે લોકનિંદ્ય આદત, ટેવો જે છે, એ આપણા પોતાના અહંકારથી પણ દૂર કરી નાખવી જોઈએ ?

**દાદાશ્રી :** વાત સાચી છે. તે આ જ્ઞાન છે તો થાય, નહીં તો થાય નહીં.

**પ્રશ્નકર્તા :** હા, પણ આ આદત જે છે, ટેવ છે, એ જ અહંકારનો ભાગ છે, તો એ અહંકારથી કેમ જાય ?

**દાદાશ્રી :** એ તો જાય. નિશ્ચય, અહંકારનો નિશ્ચય; નિશ્ચયથી બધું જ જાય. કેમ કૂવામાં નથી પડતો ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** આ તો મહીં લાલચો છે બધી. અને નિંદક તો હંમેશાં નર્કે લઈ જવાની નિશાની. નિંદક ના હોવું જોઈએ. નિશ્ચય કરીને આપણે ત્યાં બે-ચાર જણાએ કાઢી નાખ્યું. દૃઢ નિશ્ચય છે, તેનાથી શું ના થાય ?

❖❖❖❖❖

# [૫]

# જ્ઞાનમાં પ્રગતિ માટે સંપૂર્ણ વ્યસન મુક્તિ એ ઉત્તમ

## તમારો નિશ્ચય ને અમારું વચનબળ કામ કરે

**પ્રશ્નકર્તા :** દાદા, હવે જ્ઞાનમાં ઘણા વર્ષો થયા અને હવે સૂક્ષ્મમાં જવું છે અને આ તમાકુ ખાવાની કુટેવ છે. એ છૂટે એવો ઉપચાર કરો.

**દાદાશ્રી :** નિશ્ચય કરો એવો.

**પ્રશ્નકર્તા :** નિશ્ચય ઘણી વખત કર્યો પણ ટકતો નથી.

**દાદાશ્રી :** હા, નિશ્ચય કરો પછી હું આશીર્વાદ આપું. પહેલો તમારો નિશ્ચય, આપણી પાસે બીજો શો રસ્તો ? આપણે ઓછું કંઈ આ હથિયાર રાખ્યા છે કે કાપી લઈએ હવે એ ભાગને ? તમારું નિશ્ચયબળ જોઈએ, અમે વચનબળ આપવા તૈયાર છીએ.

**પ્રશ્નકર્તા :** પણ ન ટકે તો પાછી મુશ્કેલી થાય ને ?

**દાદાશ્રી :** માણસને પૈણતા પહેલા આવું થાય, કે 'સાલું, રાંડીશ તો શું થશે ?' ત્યારે બળ્યું એના કરતાં હું પેલા છોડીવાળાને કહી દઉં, કે 'ભઈ, આ અહીં પૈણાવીશ નહીં, બા.' એને પૈણાવીને શું કામ મૂંઝવવી બિચારીને ? એટલે તમે હવે નક્કી કરજો અને વહેમ ના આવે એવું હોય, ત્યારે અમે તમને આશીર્વાદ આપીશું. અમે અમારું વચનબળ આપીએ તો બહુ કામ કરે.

## 'છોડવી છે' નહીં, પણ 'આઈ પ્રૉમિસ યૂ' બોલાય

તમારે નિશ્ચય કરવો છે ?

**પ્રશ્નકર્તા :** હા... દાદા, મારે તો સિગરેટ છોડું એટલે બધા જ ઝઘડા મટી જાય એવું છે ઘરમાં.

**દાદાશ્રી :** તો પછી શા હારુ ? ઝઘડા હારુ સિગરેટ રાખી મેલી છે ?

**પ્રશ્નકર્તા :** એ તમારા ચરણોમાં આ વખતે છોડી દેવી છે.

**દાદાશ્રી :** 'છોડી દેવી છે' ના બોલાય. 'દાદા, આઈ પ્રૉમિસ યૂ' બોલાય.

**પ્રશ્નકર્તા :** આઈ પ્રૉમિસ ટૂ યૂ ફ્રૉમ ટુમૉરો. (હું તમને કાલથી વચન આપું છું.) દાદા, કાલે ગુરુપૂર્ણિમા છે ને એટલે.

**દાદાશ્રી :** બરાબર, બરાબર, સારું.

**પ્રશ્નકર્તા :** શુભ દિવસ, દાદા.

**દાદાશ્રી :** એટલે આજ ને કાલ બે દિવસ રહેવા દેશો, એમ ? પરમ દહાડાથી બંધ !

**પ્રશ્નકર્તા :** આજનો દહાડો.

**દાદાશ્રી :** હં. પણ એક નિયમ એવો છે, કે આ બીડી જતી રહી એટલે આપણે કહેવું, કે 'બીડીનું અમારે કાયમને માટે બંધ.' એટલો શબ્દ બોલવો. કારણ કે એના પરમાણુ, જેની દુકાન ખુલ્લી હોય ને, તેમાં પરમાણુ પેસી જાય છે બધા. એટલે બીડીનું બંધ થયું ત્યારે બીડીની દુકાન બંધ. એટલે દુકાનમાં પેસે જ નહીં ને પછી એ. પૂરું થઈ રહે એટલે બંધ કહેવું. બીડી પૂરી થઈ એટલે બીડીની દુકાન બંધ કરી દેવી પડે ને ? નહીં તો મહીં પેસી જાય પરમાણુ બધા.

**પ્રશ્નકર્તા :** એટલે 'બીડી અમારે કાયમ માટે બંધ' એવું બોલવાનું.

## જગત કલ્યાણના નિમિત્તને આ ન હોવું જોઈએ

**પ્રશ્નકર્તા :** દાદા, મારી સિગરેટ છૂટી ગઈ પણ પાન નથી છૂટતું. પેલી તમાકુની પડીકી ખવાય છે.

**દાદાશ્રી :** રોજ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અરેરે !

**પ્રશ્નકર્તા :** દિવસમાં ચાર-પાંચ વખત ખવાય છે.

**દાદાશ્રી :** જ્ઞાન મળ્યું તોય ? જ્ઞાન ના હોય ત્યારે તો પેસી જાય બધું. જ્ઞાન મળ્યા પછી છૂટી જાય. જગતનું કલ્યાણ કરવામાં ભાગ લેવો છે કે નથી લેવો ? તો પછી આવું બધું ના હોય. કોઈ મહાત્માને હશે એવું ?

**પ્રશ્નકર્તા :** અમુકને હોય, અમુકને ના હોય, પણ ના જોઈએ એ બરાબર છે. પણ મને માવો, પડીકીની આદત છે.

**દાદાશ્રી :** પાન ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તેય પણ ના હોવું જોઈએ ને ? પણ તે અમે વઢીએ નહીં. 'ના હોવું જોઈએ' એવું કહીએ, જ્ઞાન આપીએ કે 'આ ન હોવું જોઈએ' ને 'આ હોવું જોઈએ' બસ. અને આજ્ઞા કરીએ એટલે બંધ થઈ જાય, પણ આજ્ઞા કરીએ નહીં. માણસ મુશ્કેલીમાં મૂકાય, બિચારા.

## માલ જોઈને પહેલા કહેતા 'ખાજો', હવે કહે 'બંધ કરો'

અમે કહીએ કે ભઈ, આ નબળા મનના છે, પાન ખાવાની છૂટ આપીએ એને. પણ હવે છે તે એની પાછળ સ્ક્રૂ દબાવવા માંડ્યો.

પહેલા તો પાન-બાનમાં ને બધામાં નહોતો બોલતો, પણ હવે પાન હારુ હઉ બોલવાનું. શેના હારુ પાન ચાવ ચાવ ચાવ ચાવ કરો છો ?

એડવાન્સ થવું જોઈએ ને ? એડવાન્સ ના થવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, કેટલીક વસ્તુ તમારે આગળથી જ કહી દેવી જોઈએ. મહાત્માઓને તમે રખડાવી રખડાવીને કહો છો.

**દાદાશ્રી :** ના, રખડાવી રખડાવીને નહીં, આ લોકો એવો કચરો માલ ભરીને લાવેલા છે, તે આગળથી કહીએ તો બિચારા ગાંડા થઈ જાય મહીં.

પહેલા તો મને કહે, 'કંઈક કહો ને, કંઈક કહો.' મેં કહ્યું, 'ના.' મને કહે છે, 'પાન પર પાન ખઉં છું.' તો મેં કહ્યું, 'ખાજો.' એવું જ કહેતો હતો. માલ ભરેલા બહુ હોય ને ! હવે નીકળી ગયો, બહુ માલ નીકળી ગયો એટલે હવે કહું છું, કહેવાની શરૂઆત કરી છે હવે અમે. અમે જાણીએ કે હવે આનો જવાનો, એન્ડ આવવાનો લાગે છે, તો કંઈ કહેવાની શરૂઆત કરીએ. તમારે એન્ડ લાવવો છે કે નથી લાવવો ?

**પ્રશ્નકર્તા :** લાવવાનો છે, દાદા.

**દાદાશ્રી :** ચોક્કસ કર્યું છે ? માલ તો, કચરો તો કાઢવો જ પડશે ને ?

**પ્રશ્નકર્તા :** કાઢવો જ પડશે.

**દાદાશ્રી :** કચરો ક્યાં સુધી રહેવા દેવાય ? થોડા વખત પછી કાઢે, પણ કાઢવો તો પડશે જ ને ?

**પ્રશ્નકર્તા :** કાઢવો પડશે.

## છૂટો પોલા બહાના ને વ્યસનની લાલચથી

**દાદાશ્રી :** આમને તો હવે પાન-બાન બંધ થઈ ગયા ને ?

**પ્રશ્નકર્તા :** ઓછા થઈ ગયા છે.

**દાદાશ્રી :** છે ? પાનવાળા કોઈને દેખે તો તરત મનમાં એમ થાય, 'ચાલો, આજે તો જઈશું જોડે પાન ખાવા', એ લાલચ. પાન ખાવાનો વાંધો નથી, પણ લાલચ ના હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** લાલચ એટલે દેખતા જ ગલગલિયા થાય.

**દાદાશ્રી :** તે ગલગલિયા ખરેખરા થાય. લાલચ ઓળખી તમે આજ ? ઓળખાય તોય સારું. તે ઘડીએ આપણે શું કરવું જોઈએ ? 'મેં તો હમણે જ ખાધું'તું, હમણે નહીં ફાવે મને.' કંઈ સ્વમાન જેવું હોવું જોઈએ. લોક તો ખવડાવશે પણ મનમાં રહે ને ? ઓછું કંઈ મન ચોપડામાં ભૂંસાઈ જાય છે ?

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું, ભઈબંધ સાથે ચા-પાન ખાવા નહીં જવાનું. એટલે કાલે મેં એમને ચોખ્ખી ના પાડી દીધી, તો એમના ભાવને તરછોડ મારી નહીં કહેવાય ?

**દાદાશ્રી :** શાની તરછોડ કહેવાય ? એ તો કોઈ કહેશે, દારૂ પીવા હેંડો ત્યારે ? આવા પોલા બહાના શું કરવા ખોળો છો ? દારૂ પીવાનું કહે તો આપણે જવાનું ? એ જઈએ ને ના ખાવું હોય તો આપણે ક્યાં ખવાય છે ? પાન લઈને આમથી આમ નાખી દઈએ, થઈ રહ્યું ! બધુંય આવડે, પણ આ તો એ કહે, 'ખાવું પડશે, ખાવું પડશે.' ત્યારે કહે, 'હા, લાવો ત્યારે.' તે આમ રહીને નાખી દીધું. બધુંય આવડે. કંઈ ના આવડે ઓછું ? વેશ તો બધા ભજવી ચૂકે.

## પીનાર કોણ ? પોતે કોણ ?

કોઈ જાતનું વ્યસન છે તને પાન-બાન ખાવાનું ? તો ચાનું એકલું જ વ્યસન છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે છૂટી જાય કે ના છૂટી જાય ?

**પ્રશ્નકર્તા :** છોડવી હોય તો છૂટી શકે. પણ ચા તેજ કરે ને ?

**દાદાશ્રી :** એટલે શું કરે ? આ સંસારી જાગૃતિને ઊંચકાવે એ કામની નહીં, મૂળ જાગૃતિ હોવી જોઈએ. જેની ધારા નિરંતર ચાલુ હોય, એ જાગૃતિ હોવી જોઈએ.

હું તો ચાયે ના હોવી જોઈએ કહું છું, પણ ચા છે તે પેસી ગઈ હોય એ ઠીક છે હવે. પણ તેય તમારે સવાર થાય એટલે યાદ જ આવે. જુઓ ને, લોકોને ચાએ કેવા પકડ્યા છે ! 'સાડા આઠ થયા, મારું માથું ચડ્યું છે', કહેશે. અલ્યા મૂઆ, બેસ ને પાંસરો ! રોજ ચા સાત વાગ્યે મળે છે ને ! એક દહાડો સાડા આઠ થઈ ગયા, તો શું બગડી ગયું ? પણ ના રહે પાંસરો. કારણ કે એને એ રમણતા જ ! વ્યસનવાળો શુદ્ધ ઉપયોગ ના કરી શકે. આઠ વાગે ચા ના આવે તો તે ઉપયોગ ના કરી શકે. એમાં આપણું ચિત્ત જાય છે, ઉપયોગ બધો. અને આઠ વાગે ચા ના આવે એટલે બૂમાબૂમ કરીએ એ વિષય થઈ પડ્યો કહેવાય. એની મેળે જ્યારે આવે ત્યારે પીઈએ.

**પ્રશ્નકર્તા :** ચાની સવારે આઠ વાગ્યે ટેવ હોય એ કંઈ યાદ કરવા જવું પડે ? એ તો યાદ આવી જ જાય.

**દાદાશ્રી :** આવી જાય તો એનાથી અળગા રહી શકાય છે આપણે. અળગા થઈને રહેવાનો તો આપણે ત્યાં કાયદો છે. આપણે શું કહીએ છીએ ? ચા-પાણી પી પણ મહીં બધું સમજીને પી, કે આ શું છે ? તારું શું ? ચા કોણ ? પીનાર કોણ ? બધું સમજીને પછી પી ને નિરાંતે ! આ તો 'હું જ પીઉં છું' કહે છે.

## ફરજિયાતમાં પ્રત્યાખ્યાન કરીને અમે ચા પીઈએ

**પ્રશ્નકર્તા :** તમે સવારે ચા પીતા કીધું, કે મેં તો પ્રત્યાખ્યાન કરીને પછી ચા પીધી છે.

**દાદાશ્રી :** ઓહો ! એટલે ચા તો હું પીતો નથી. છતાં મારે પીવાના સંજોગ બાઝે છે. અને ફરજિયાત ઊભું થાય છે. ત્યારે શું કરવું પડે ? જો કદી પ્રત્યાખ્યાન કર્યા સિવાય પીઉં, તો એ ચોંટી પડે મૂઉં. પુદ્ગલનો સ્વભાવ એવો છે, કે પહેલેથી નક્કી ના કરીએ તો ચોંટી પડે. એટલે તેલ ચોપડી અને રંગવાળું પાણી રેડવાનું. શું કરવાનું ?

**પ્રશ્નકર્તા :** તેલ ચોપડીને પછી રેડવાનું.

**દાદાશ્રી :** હા, પ્રત્યાખ્યાનરૂપી અમે તેલ ચોપડીએ, પછી પાણી રંગવાળું લીલું રેડે, પીળું રેડે, પણ મહીં ચોંટે નહીં એકુંય રંગ. એટલે પ્રત્યાખ્યાન કરીને પછી ચા પીધી મેં. એ એટલું સમજવા જેવું છે. પ્રત્યાખ્યાન કરીને કરો આ બધું. પ્રતિક્રમણ તો છે તે જ્યારે અતિક્રમણ થાય ત્યારે. આ અતિક્રમણ ના કહેવાય. ચા ફરજિયાત પીવી પડે એ અતિક્રમણ ના કહેવાય. એ તો પ્રત્યાખ્યાન ના કરો, તેલ ના ચોપડો, તો થોડુંક ચોંટી જાય. હવે તેલ ચોપડીને કરજો ને બધું.

**પ્રશ્નકર્તા :** હા, જરૂર, જરૂર.

**દાદાશ્રી :** મોટર લઈને ફરવા જાવ છો, તે તેલ ચોપડીને જવું. આ મારે ફરજિયાત કરવું પડે છે, તે તેલ ચોપડીને કરવું.

## જેનું મન સારું છે તેણે વ્યસન રાખવું જ ના જોઈએ

આ ચા પી પી કરીએ એનો વાંધો નથી, એ તો ઉધરસ કરે બહુ ત્યારે. પણ પેલું મન મહીં સતેજ થઈ જયા કરે, તેનો વાંધો છે. મન કહેશે, 'ટેસ્ટ સારો હતો.' એટલે ફરી પાછું આશા કરે.

મનમાં એવો ભાવ હોવો જોઈએ, કે આ આપણને યાદ કરાવે એવી ચીજ છે, ના હોય તો ઉત્તમ ! છતાં આવે તો ચીડ નહીં રાખવાની.

**પ્રશ્નકર્તા :** દાદા, એય ના હોય તોય મને ચાલે, એવું મને ચા માટે પણ નથી એવું કંઈ.

**દાદાશ્રી :** ચાલે તેને તો હંમેશાં વ્યસન રાખવું જ ના જોઈએ. જેનું મન સારું છે, તેણે વ્યસન રાખવું જ ના જોઈએ.

❖❖❖❖❖

# ખંડ : ૩
# જ્ઞાન દ્રષ્ટિએ શીખવે વ્યસની સંગ વ્યવહાર

## [૧]
## ફેમિલીમાં કોઈને વ્યસન હોય તો...

### ખાલી તપાસ કરો, કે વ્યસન પસંદ છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** પતિદેવની ખરાબ આદત સુધારવાનો રસ્તો બતાવશો.

**દાદાશ્રી :** પતિદેવની ખરાબ આદત સુધારવા માટે તો પહેલું આપણે સુધરવું પડે. હું સુધરીને બેઠો છું, એ પછી અહીં આવે છે એ બધાની ખરાબ આદતો ધીમે ધીમે ઓછી થતી જાય છે. એટલે તમે સુધરીને બેસશો તે ઘડીએ છોકરાની કે પતિદેવની બધીય આદત ઓછી થતી જશે.

**પ્રશ્નકર્તા :** અમે તો સુધરેલા જ છીએ, એટલે તો અમને એની ખરાબ આદત ખરાબ લાગે છે.

**દાદાશ્રી :** હા, પણ તમારી ખરાબ આદત એમનેય લાગતી હશે ને ?

**પ્રશ્નકર્તા :** એમને પણ સલાહ આપો તો પછી.

**દાદાશ્રી :** તમે પૂછ્યું'તું, એ એમને પોતાને પસંદ છે ? સિગરેટ પીવી એ એને પોતાને પસંદ છે ખરી ?

**પ્રશ્નકર્તા :** આદત ચાલુ છે, એટલે પસંદ તો હશે જ ને ! પીધે

રાખે છે, એટલે ગમતું જ હશે ને !

**દાદાશ્રી :** નહીં, પીધે રાખે છે એટલે એવું નહીં, પસંદ ના પણ હોય ને પીવી પડતી હોય.

**પ્રશ્નકર્તા :** એવું તો કોઈ દુઃખ નથી દેખાતું મને.

**દાદાશ્રી :** ના, એ તો પૂછો ત્યારે ખબર પડે, કે 'તમને પસંદ છે ને પીવો છો કે પસંદ નથી ને પીવો છો ?' એવું પૂછો, તો એનું આયુષ્ય માલૂમ પડે. પસંદ હોય ને પીયા કરે એનું આયુષ્ય વધે, ઓછું થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** એ એમ કહે છે, કે પસંદ નથી તોય પીએ છે.

**દાદાશ્રી :** તો એનું આયુષ્ય ઓછું થઈ જાય. હા, એનું આયુષ્ય ખલાસ થઈ જવાનું હવે થોડા વખતમાં.

સામાની નબળાઈ એ કંટાળશે ત્યારે કાઢશે. આપણે આપણી નબળાઈ કાઢો ને ! જે રોગમાં કંટાળો આવ આવ કરે એટલે એ રોગ ઓછો જ થાય. અને એ રોગ ઓછો થાય એથી જ કંટાળો આવે. કંટાળો જ એ રોગ કાઢી નાખે.

કોઈનો ન્યાય કરવાની આપણે જરૂર જ નથી. એની અંદર અનંત શક્તિ છે એ જ એને સુધારશે. આપણે ડખો ના કરવા જશો. મારી પેઠ રહો ને ! કેટલાક ખૂબ દારૂ પીનારા મારી પાસે આવે છે, તેનેય કહું છું, બેસ બા. મનમાં નક્કી રાખજે, કે આ સારું નથી.

## વ્યસની હસબન્ડ એ પોતાનું જ પ્રોજેક્શન

આ બધું જે જે છે ને, તે પોતાનું જ પ્રોજેક્શન છે. આ હસબન્ડ લાવી તે, તેં તારો જ પ્રોજેક્ટ કરેલો છે. એ કંઈ નવી ઉપાધિ નથી.

**પ્રશ્નકર્તા :** મારા જ વિચારોવાળા, એમ ?

**દાદાશ્રી :** બધું તેં જ ભાવના કરેલી, કે હસબન્ડ આવા જોઈએ, તેવા જોઈએ. શરીરે જરા સાધારણ ફેટી (જાડા) પણ જોઈએ. એ બધું હિસાબ તેં કરેલું છે તે જ આ ડિઝાઈન છે.

**પ્રશ્નકર્તા :** એ સિગરેટ પીવે એ પણ ડિઝાઈન કરેલી ?

**દાદાશ્રી :** હા, ડિઝાઈન એવી... 'તે હું ચલાવી લઈશ', કહેશે.

**પ્રશ્નકર્તા :** ના, ના, એ હું નથી ચલાવી લેતી.

**દાદાશ્રી :** હા, પણ હવે ચલાવતી નથી, પૈણ્યા પછી ને ? પૈણતા પહેલા તો ચલાવી લઈશું, એવું હોય.

**પ્રશ્નકર્તા :** પૈણતા પહેલા કહ્યું નહોતું, છાનું રાખ્યું હતું.

**દાદાશ્રી :** ત્યારે છાનું ના રાખે તો તું પૈણે ? તને બીજો મળ્યો હોત તો મજાય ના આવત !

## પાર્ટનરશિપ નભાવતા હરકત ઓછી થાય એવું કરો

તું કશું પાન-બાન ખાતી નથી, મહીં તમાકુ નાખીને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ક્યાં સુધી ભણેલી તું ?

**પ્રશ્નકર્તા :** માસ્ટર્સ કરેલું છે, એમ.એસસી. થયેલી.

**દાદાશ્રી :** જો એમ.એસસી. ના ભણી હોત તો શી રીતે પાસ કરત ?

**પ્રશ્નકર્તા :** ના કરત.

**દાદાશ્રી :** ના કરત. એટલે ભણી તેનું જ આ બધું... બીજું કશું એમના તરફનું દુઃખ નથી ને ? કોઈ જાતનું નથી, નહીં ? તો આટલા હારુ ફજેત શું કરવા કરે છે ?

**પ્રશ્નકર્તા :** એના સ્વાસ્થ્ય માટે જ સારું છે ને ! મારી લાગણી-ન લાગણીનું નથી કાંઈ.

**દાદાશ્રી :** સ્વાસ્થ્ય માટે સારું છે, એમ ? સ્વાસ્થ્ય માટે સારું છે એવું તું કહી શકું નહીં.

**પ્રશ્નકર્તા :** સાયન્સ કહે છે.

**દાદાશ્રી :** ના, એવું તું કહી શકું નહીં. સ્વાસ્થ્યને અનુકૂળેય આવતું હોય ! એવું આપણે કહી શકીએ નહીં, પણ તને ફક્ત એમનું મોઢું સોડે એ ના ગમે એટલે તું... એ તું ડુંગળી ખાતી નહીં હોય કોઈ દહાડો ? તારુંય સોડે. પણ એ બોલતા નથી, સારા માણસ છે તે.

**પ્રશ્નકર્તા :** તમે એનો કેમ પક્ષ લઈ રહ્યા છો ?

**દાદાશ્રી :** હું તો સ્ત્રીઓનો જ પક્ષ લઉં છું કાયમને માટે, પણ આજે આમના પક્ષમાં પડ્યો ! તારે લીધે આજ પુરુષોનો પક્ષ લેવો પડ્યો. આ આટલો બધો તું રોફ મારું છું પુરુષો ઉપર...

**પ્રશ્નકર્તા :** રોફનો સવાલ નથી, જ્ઞાનનો સવાલ છે આ તો.

**દાદાશ્રી :** એ પુરુષો રોફ મારે ત્યારે હું એમને ઉડાડી દઉં છું. રોફ નહીં મારવો જોઈએ. સામાસામી આ પોતાનો સંસાર ચલાવો, નભાવો. નભાવવામાં હરકત ના કરો, હરકત ઓછી થાય એવું કરો. કારણ કે ધીસ ઈઝ ધ પાર્ટનરશિપ (આ ભાગીદારી છે). બેઉ પાર્ટનર આવી રીતે વર્તે તો દુકાન છૂટી જાય.

## ઘરનાનો પ્રેમ દેખે તો વ્યસનમાં ન પેસે

**પ્રશ્નકર્તા :** દાદા, મારા હસબન્ડને બ્રાન્ડી છૂટતી જ નથી, તો પછી એમાં મારે શું કરવાનું ?

**દાદાશ્રી :** બ્રાન્ડી ન પીવે, એવો તમે પ્રેમ આપો ને, તો બ્રાન્ડીય બંધ કરી દેશે. એ તો ઘરમાં પ્રેમ ના દેખે એટલે પછી બહાર જઈને પી આવે, મૂઓ.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતના કરવું ? બ્રાન્ડી કેવી રીતના બંધ કરાવવી ?

**દાદાશ્રી :** તમારા ઘરમાં પ્રેમ દેખે, એટલે એ બધું છોડી દે. પ્રેમની ખાતર દરેક વસ્તુ છોડી દેવા તૈયાર છે. આ પ્રેમ ના દેખે એટલે બ્રાન્ડી

જોડે પ્રેમ કરે, ફલાણા જોડે પ્રેમ કરે. નહીં તો બીચ ઉપર ફર્યા કરે. 'અલ્યા મૂઆ, અહીં તારા બાપે શું દાટ્યું છે ? ઘેર રહે ને !' ત્યારે કહે, 'ઘેર તો મને ગમતું જ નથી.'

એટલે કંઈક વિચારવું પડશે, આમ ક્યાં સુધી ચાલશે આપણે ? ઘરમાં પ્રેમ વધારો. છોકરાં પણ ખુશ થઈ જાય અને બહાર જે દોડધામ કરતા હોય તે ના કરે, એ ઘેર આવતા રહે.

## વ્યસન હોય ત્યાં વઢવું નહીં, સમજ આપવી

**પ્રશ્નકર્તા :** દાદા, આપણા છોકરાંઓ મીટ ખાય, દારૂ પીવે એ બધું કરતા હોય, એની શું અસર થાય અને એને કેવી રીતે બંધ કરવા ?

**દાદાશ્રી :** એ તો હૉટલો બંધ કરાવો ત્યારે થાય એ બંધ ! મીટની હૉટલો બંધ કરે ત્યારે.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ કે બંધ જ ના થાય ? બંધ ના થઈ શકે ?

**દાદાશ્રી :** સમજણ પાડે તો થઈ શકે, માર-માર કરવાથી ના થાય. આપણે એને એટલું જ કહેવાનું, કે ભઈ, આ આપણને શોભે નહીં. આપણે ખાનદાન કુટુંબના, આવું ના શોભે. આનાથી તબિયતને હેરાનગતિ થાય, એવું બધું વાતચીત કરવાની. નહીં કે વઢવાનું કે મારવાનું. વઢવા-મારવાનું ના હોય. જો સભ્યતાવાળા લોકો મારે ને વઢે, તો સભ્યતા ક્યાં ગઈ એમની ? મારવા-વઢવાથી કોઈ સુધરે જ નહીં. રિઍક્શનરી જ થાય હંમેશાં.

**પ્રશ્નકર્તા :** રિઍક્શનરી થાય, હા. રીઢો થઈ જાય પછી.

**દાદાશ્રી :** એટલે સમજાવવાનું, કે ભઈ, આપણને શોભે નહીં. આમ છે, તેમ છે. તેમ છતાં ના માને તો ફરી સમજાવવાનું. તેમ છતાં ના માને તો ફરી સમજાવવાનું. એના કર્મના ઉદય શમશે એટલે આ આપણું આપેલું જ્ઞાન એને હાજર થશે. કર્મના ઉદય શમશે ત્યારે. ના સમજ પડી ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા, સમજ પડી. કર્મના ઉદય શમે ત્યાર પછીથી જ જ્ઞાન હાજર થાય.

**દાદાશ્રી :** એટલે આપણે સમજણ પાડીએ ને રોજ, તે એ મનમાં નક્કી કરતો હોય, કે એમની વાત સાચી છે. મારા બાપુજી કહે છે, પણ મારાથી આવું થઈ જાય છે, મારે નથી કરવું તોય. તે નક્કી કરતો કરતો, કે સાચું છે, સાચું છે, એમ કરતો કરતો સાચો થઈ જાય.

## વઢવાથી અહંકાર અવળો નિશ્ચય કરે

પણ આપણે બહુ કહીએ ને વઢીએ ને, ત્યારે એને અહંકાર તો ખરો ને બિચારાને, કે 'શું વઢ વઢ કરો છો ? મારી ઈચ્છા નથી ને વઢ વઢ કરો છો ?' એટલે અવળો ફરે. એનું કશું ચાલે એવું ના હોય, કે બહુ બોલીશ તો બહાર કાઢી મેલશે. એટલે એ મહીં નક્કી કરે, 'એ છો ને કહે, આપણે પીયા કરવાના. પીવાના, જાવ, જે થાય એ કરજો', કહે. એટલે બગાડે છે. એટલે મારું શું કહેવાનું કે વઢાય-કરાય નહીં એમને. વઢવાથી, એ કરવાથી, ભયથી એ જતું નથી. બાકી ભય તો બહાર કોઈ જગ્યાએ દેખાડવો. આ પશુઓ જોડે દેખાડો, કે જેને મતિ ફરવાની નથી. વિરુદ્ધભાવ ઉત્પન્ન થતો નથી ત્યાં ભય દેખાડવાનો છે. આ તો છોકરાં મહીં નક્કી કરે, 'અત્યારે લઢો ને તમારી મેતે, અમે કરવાના.' એને જે ખોટું લાગતું'તું મનમાં કે આ ખરાબ છે, ખરાબ છે, એને પોતાને જે જ્ઞાન બોલતું'તું તેય પણ ફરી જાય છે. અને એ 'કરવાનો છું' એવો એ નિશ્ચય કરે છે, દૃઢ નિશ્ચય કરે છે. 'જાવ, જે થવાનું હોય તે, કરવું હોય તે કરજો', કહેશે. અને પછી એથી જો વધારે મારવામાં આવે ને, તો તો મોટી ઉંમરનો થઈને માર્યા વગર નહીં છોડું, કહેશે. આ આવું કામ કરે છે !

## રોગ કે વ્યસન, બેય કર્મના ઉદયથી

આપણા લોક વઢ વઢ કરે આખો દહાડો, કચકચ કરે, મારે. અને માંદો થઈ જાય તો વઢે નહીં. શું કારણ ? આવું કશું થઈ જાય એને, તો કોઈ વઢે ?

**પ્રશ્નકર્તા :** ના, તો ન વઢે.

**દાદાશ્રી :** કેમ એમ ?

**પ્રશ્નકર્તા :** એ તો માંદો થાય એટલે પછી એના પ્રત્યે લાગણી હોય તે આગળ આવે.

**દાદાશ્રી :** અને તો પહેલા કેમ લાગણી નથી રહેતી ?

**પ્રશ્નકર્તા :** પહેલાય લાગણી તો ખરી જ પણ હવે એ લાગણીનો જુદો પ્રકાર, દાદા. એની દૃષ્ટિએ એ બગડતો હોય એટલે એ ના દેખી શકે. એટલે એ રીતે એ લાગણી વ્યક્ત કરે અને આ છે તે આ રીતે વ્યક્ત કરે.

**દાદાશ્રી :** અને આ બગડતો નથી ?

**પ્રશ્નકર્તા :** આય બગડે. એની પોતાની સમજણથી એને તો એમ લાગે ને, કે હવે આ માંદો છે, એટલે એ રીતે લાગણી વ્યક્ત કરે.

**દાદાશ્રી :** એય કર્મના ઉદયથી છે ને આય કર્મના ઉદયથી છે. એનાય અંતરાયકર્મ હશે ત્યારે ને !

**પ્રશ્નકર્તા :** હા. પણ દાદા, આ કર્મનો ઉદય છે એ તો કદાચ સમજાય, પણ પેલો આ બીડીઓ પીએ છે ને આવું તેવું બધું છે, એ કર્મના ઉદયથી છે એ જરા સમજતા વાર લાગે ને ?

**દાદાશ્રી :** પણ પોતે નાનપણમાં કરતો હોય તો ખબર ના પડે કે મારે નહોતું કરવું તોય પેસી જવાતું'તું. પોતે નાનપણમાં પેસી જતો હોય, તેને ના ખબર હોય એ બધી ?

**પ્રશ્નકર્તા :** હા, એ ખબર હોય.

**દાદાશ્રી :** પોતાને અનુભવ ના હોય, કે મારે અનૈતિક ચીજો નહોતી કરવી, તોય કરવી પડતી'તી. એવા અનુભવ ના હોય લોકોને ?

**પ્રશ્નકર્તા :** એ અનુભવ હોય. અનુભવ હોય ખરા.

**દાદાશ્રી :** તો એનેય આ ના કરવી હોય તોય કરવી પડે. છોકરાંઓને જેમ આ વીસ વર્ષે ટાઈફૉઈડ થાય, એય એક રોગ છે, કર્મના ઉદયથી.

અને આ બીડી, હૉટેલોમાં ખાતો-પીતો હોય એય કર્મના ઉદયથી, એક પ્રકારનો રોગ છે. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** કર્મના ઉદયથી.

**દાદાશ્રી :** કર્મના ઉદયે જ છે આ બધું. સંજોગો મળી આવે તો એ રસ્તે ચડી જાય. આપણા લોક કહેય ખરા, 'મૂઆ, કુસંગી થઈ ગયો છું.' ત્યારે મૂઆ, સંજોગોના આધારે છે એ, તેનો શો દોષ છે ? આવું છે. કંઈક તો સમજવું જોઈએ ને ? તેથી સ્કૂલમાં છોકરાંઓ આ એમના નામ પાછળ બાપનું નામ લખતા નથી એનું કારણ એ જ છે ને !

**પ્રશ્નકર્તા :** ટૂંકાવી નાખે છે નામ.

**દાદાશ્રી :** મહેન્દ્ર શાહ, ખાલી એટલું જ લખે છે ને ? એના બાપનું નામ લખતો જ નથી. આ કળિયુગના બાપને તો બાપ થતાય નથી આવડતું ! ભાગ્યે જ થોડા બાપ હશે લાખમાં પાંચ જણ, જેને બાપ થતા આવડ્યું હોય !

## કોઈ સુધારી શકતો જ નથી, કુદરત જ સુધારે

આ તો કુદરતી રીતે સુધરવાનું તે સુધરે છે. બાકી એકેય બાપ સુધારતો નથી. બાપ જ સુધરેલો નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ એ રીતે તો કોઈ પૂર્ણ નથી ને ?

**દાદાશ્રી :** પૂર્ણને શું કરવું છે તારે ? પૂર્ણનું આપણે કામ જ નથી. આ વ્યવહાર ચલાવે એટલું તો જોઈએ, બળ્યું. જે વ્યવહારમાં પડ્યા છીએ, એ વ્યવહાર તો ચોખ્ખો ચલાવવો પડે ને ! આપણાથી બિચારા છોકરાંનું બગડે નહીં, એવું તો કરવું જોઈએ ને ? ના કરવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** કરવું જોઈએ.

**દાદાશ્રી :** આપણે ઘેર પાક્યા હોય એટલા, બીજાનું, પાડોશીનું નહીં કોઈ. આપણી શક્તિ હોય તો પાડોશીનું કરી આપવું, નહીં તો આપણા તો પાંસરા કરો. વ્યવહાર સુંદર હોવો જોઈએ !

## કહેવાની આ રીત, નહીં તો આત્મા દોષિત ઠરાઈ જાય

**પ્રશ્નકર્તા :** દાદાજી, છોકરો દારૂ પીતો હોય તો આપણે એને દોષિત દૃષ્ટિએ જ જોવાય ને, કે તું ના પી, તું આ ખરાબ કરે છે. દારૂ પીતો હોય તો એ દોષિત છે, એમ ન કહેવાય ?

**દાદાશ્રી :** એ તો આત્મા હઉ દોષિત ઠરાઈ જાય. બે જુદા પાડતા આવડતું હોય તો પછી કહેવાય. એનો આત્મા જુદો પાડીને પછી કહીએ, તેં આ કેમ ખોટું કર્યું ?

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** એનો આત્મા જુદો બેસાડીને મહીં આપણે કહેવું પડે, શુદ્ધાત્મા જુદો બેસાડીને પછી સામાની ભૂલ જોવાય. નહીં તો આત્મા ઉપર દોષ જાય છે.

## કર્મના ઉદયથી ભમરડા ફરે છે

**પ્રશ્નકર્તા :** દાદા, આપ કહો છો, કે સમજણ આપવી, પણ ઘણા લોકો જે દારૂ પીતા હોય, એ પોતેય સમજતા હોય છે, કે આ દારૂ પીવો ખોટો છે. અને બહુ જ ઊંડી સમજ હોય છે છતાંય પણ એ છોડી નથી શકતા, પીવે છે જ. ત્યાં સમજણ કામ નથી કરતી ને ?

**દાદાશ્રી :** એ ચાલે જ નહીં. એક ફેરો સહી કરી આપી, એ કરાર પૂરા ના થાય ત્યાં સુધી એનું ના ચાલે.

**પ્રશ્નકર્તા :** એના કર્મના ઉદયે કરે છે.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** આપણે એમાં હાથ નહીં ઘાલવાનો.

**દાદાશ્રી :** એમાં આપણે શું કરીએ ? એ દારૂ પીવા ગયો ત્યાં આગળ આપણે મહીં મનમાં કચકચ કર્યા કરીએ, ''મેં ના કહ્યું'તું, સમજણ પાડી'તી, આખી રાત બેઠો'તો એની જોડે, તોય દારૂ પીવા અત્યારે પાછો

ગયો !'' તે આપણે વગોવીએ પાછા. આપણે સમજીએ કે કર્મના ઉદય પાછા એને લઈ ગયા.

**પ્રશ્નકર્તા :** કર્મના ઉદય તે એ બાજુ લઈ ગયા.

**દાદાશ્રી :** હા, આવું કર્મના ઉદયથી જ ભમરડા ફરે છે આ. શું ફરે છે ?

**પ્રશ્નકર્તા :** કર્મના ઉદયથી ભમરડો ફરે છે.

**દાદાશ્રી :** હા, તે ભમરડો ફરતો હોય. આખી રાત તે સમજણ પાડી હોય કે દારૂ ના પીશ, દારૂ ના પીશ. રાતે આપણને કહ્યું હોય, 'ચોક્કસ, સવારે જઉં તો કહેજો મને.'

**પ્રશ્નકર્તા :** હા, એમ કહે પણ.

**દાદાશ્રી :** હા, કહેય ખરો.

**પ્રશ્નકર્તા :** હા, પ્રૉમિસ, જબાન દિયા.

**દાદાશ્રી :** પ્રૉમિસ આપે અને સવારમાં આપણે જોઈએય ખરા અને આપણે કહીએય ખરા, 'કઈ બાજુ ?' ત્યારે કહે, 'ના, ના, અહીં જરા શાક માર્કેટમાં જઈને પાછો આવું છું.' અને જતો હોય ત્યાં આગળ.

**પ્રશ્નકર્તા :** દારૂ પીવા.

**દાદાશ્રી :** પાછો જઈને પીને આવે ત્યારે પાછું આપણે કહીએ, 'ત્યાં ગયો'તો કે ?' તો કહે, 'ના, ના.' પાન-બાન ખઈ અને ડુંગળી-બુંગળી ખઈને પાછું મોઢું ચોખ્ખું કરીને આવે પાછો. આપણે સમજી જઈએ, પણ આપણે ક્યાં ડખલ કરીએ !

## ઢાંકવાથી બે પૈસાનો ગુનો, કરે રૂપિયાનો

**પ્રશ્નકર્તા :** તો દાદા, એ એક તો ભૂલો કરે, પાછો એ ખોટું બોલે કે હું નથી કરતો, પાછું એ કરવા જાય, તો એના કર્મનો નિકાલ કરતી વખતે પણ બીજા નવા કર્મો કેટલા બંધાતા જાય એના ?

**દાદાશ્રી :** એ બધા બહુ ગૂંચવે એને.

**પ્રશ્નકર્તા :** એક તો કર્મ કરેલા છે, એનો ઉદય આવે...

**દાદાશ્રી :** ગૂંચવે પાછો.

**પ્રશ્નકર્તા :** પાછો એમાં વધુ ગૂંચવે.

**દાદાશ્રી :** એટલું જ જો એ કહે ને, કે ''સાહેબ, મેં નક્કી કર્યું'તું, 'ના' કહ્યું'તું, છતાંય પાછું જવાયું અને પાછો આ આવ્યો એ પીને.'' તો બાર આની જતું રહે. સોળ આની દોષ બેસતો હોય તો બાર આની જતું રહે ને ચાર આની જ બેસે. પાંસરું બોલવામાં જ બહુ ફેર પડી જાય. તેથી તો ઊભું રહ્યું છે ને જગત ! આ જગતને, ભગવાનનેય કાઢવું હોય તોય નથી નીકળે એવું. કરે થોડું... ગુનો બે પૈસાનો કરે અને છે તે કૉર્ટમાં રૂપિયો થઈ ગયો હોય ! બે પૈસાનો ગુનો, બે પૈસા પાછા ન અપાયા તો કૉર્ટમાં રૂપિયો આપવો પડે. ત્યાં સુધી ઊંધો ચાલે. તેમાં પાછા વકીલેય ઊંધા ખોળી કાઢે.

**પ્રશ્નકર્તા :** હા, એવા જ મળે એને પાછા !

**દાદાશ્રી :** હવે આમના જેવા કહે, 'તારો કેસ ખોટો છે અને તે નહીં ચાલે.' તો પેલો કહેશે, 'તમે રહેવા દો.' એ બીજાને ખોળી લાવે. અને જે એનો કેસ કહે કે હા, તું તારે હેંડ ને, તું તારી મેળે ચાલ ને !

**પ્રશ્નકર્તા :** એ પાછો એને કહે, 'હું જીતાડી આપીશ.'

**દાદાશ્રી :** એને પાછા એ મળી જ આવે.

## દારૂડિયાનો તરફડાટ જ્ઞાનમાં દેખાતા, ન જુએ દોષિત

તે દુખિયા માણસો એવું કરે તો એમાં એનો દોષેય નથી બિચારાનો ! ચિંતા ને ઉપાધિઓ સહન ના થતી હોય ત્યારે શું કરે ? તે પછી આમતેમ કરીને આખી રાત પડી રહે બેભાનપણામાં. ત્યારે એને આપણે નાય કહેવાય નહીં. શું ચોપડે ? ત્યારે કંઈ દરિયામાં પડે ?

દરિયામાં પડે તેના કરતાં આ સારું છે, જીવતો રહે છે ને ! આવું દુઃખ હોય છે, ઉપાધિઓ હોય છે !

**પ્રશ્નકર્તા :** દુઃખ ભૂલવા કરતો હોય આ રીતે !

**દાદાશ્રી :** બહુ દુઃખો, ભયંકર દુઃખો ! એ યાતનાઓ સહન ના થાય, એટલે પછી પીવે બિચારો ! માણસને ચેન ના પડે તે દારૂ પીવે, માંસાહાર કરે, જુગાર રમે. જ્યાં લપસી પડાય એવી વસ્તુઓ મળી આવે એને, ઉપર ચઢાય એવી વસ્તુ ના મળે. ચેન ના પડે તો માદકતાના પીણાં પર ચડી જાય પછી.

અમે તો અમારા જ્ઞાનમાં જોયેલું ને, આખું મુંબઈ શહેર તરફડી રહેલું છે. માછલાં તરફડે એમ તરફડી રહ્યા છે. પછી બ્રાન્ડી પીવે, ગમે તેમ ઉપાય કરે છે. ઉપાય તો કરે જ છે ને લોકો. આ બ્રાન્ડી-બાન્ડી વધવા શાથી માંડી છે ? આ ચિંતા બહુ વધવા માંડી છે. નહીં તો સારો માણસ હોય એ બ્રાન્ડી પીતો હશે ? પછી એની છે તે ટેવ પડી જાય. પહેલો બ્રાન્ડીને એ બાંધે, પછી બ્રાન્ડી એને બાંધે. વ્યસનો દાવા માંડે. મારો સંગ કર્યો એટલે હવે હું તમને નહીં છોડું, કહેશે.

## દારૂ પોતે પીતો નથી પણ પરમાણુ ખેંચે છે

દારૂ નથી પીવો છતાં પીવાય છે, તે આ પરમાણુની અસર છે. આ બધા માણસો દારૂ પીવે છે, તે ત્રણ દહાડા સુધી આપણે ખસવા ના દઈએ આપણી પાસેથી, પણ ચોથે દહાડે જો ખસી ગયો, તો જઈને પી આવે. કારણ કે પેલા પરમાણુ તૈયાર થયા હોય એ પરમાણુ એને ખસેડી દે. હવે એ પરમાણુ પિવડાવે છે, ત્યારે કહે છે, મને ટેવ પડેલી છે. પછી બિચારાને મનમાં એ થયા કરે, કે મને આ કટેવ પડી ગઈ. તે અત્યારે કોણ કર્તા છે એ ખોળી લાવ ને ! ત્યારે કહે, આ પરમાણુ. શું ?

**પ્રશ્નકર્તા :** હં... પરમાણુ. પણ તો દાદા, એ તો ટેવ પડી જાય ને, પછી તો ?

**દાદાશ્રી :** ના, ટેવ પડી જવી એનો અર્થ શું ?

**પ્રશ્નકર્તા :** તેની વર્તણૂક સહજ થઈ જાય.

**દાદાશ્રી :** ના, એવું નહીં. એ એવું છે ને, જ્યાં સુધી કાચું હોય ને, ત્યાં સુધી જ ઊડી જાય. નહીં તો આ તો ઑટોમૅટિક છે. એટલે જો પાકું થઈ ગયું તો ઑટોમૅટિક અંદરથી જ પછી માગે, તે એ માગે તે ઘડીએ આપણાથી સહન ના થાય. પગ હઉ ઘસે, ઘસ ઘસ કર્યા કરે, જો ના આપે તો. ત્યારે કેટલું દુઃખ થતું હશે એને ! ઊલટું દયાજનક હોય એનું ! આપણાથી એમ ના કહેવાય, કે 'કેમ તમે છોડી નથી દેતા ?' મૂઆ, પણ એ શી રીતે છોડી દે ? એની દયાજનક સ્થિતિ થઈ છે. ટાંટિયા ઘસે બિચારો ! મહીં એવું થાય એને. જ્યાં સુધી એ ના પીવે ત્યાં સુધી મહીં ટાઢક ના થાય, અંદર એને શાંતિ ના રહે.

લોકો સામા થાય એવા છે, પણ પરમાણુ જ એવા હોય. પરમાણુ જ ખેંચે છે આ, એ નથી પીતો. પરમાણુ જ એવા બિચારાના !

**પ્રશ્નકર્તા :** જન્મજાત પરમાણુ હોય ?

**દાદાશ્રી :** હા, જન્મજાત હોય. આ દારૂ પીવે છે તે પોતે નથી પીતો, એ તો મહીં પરમાણુઓ છે તે ખેંચે છે. આપણું સાયન્સ એવું કહે છે ! અક્રમ વિજ્ઞાન એમ કહે છે, કે પરમાણુ ખેંચે છે. એનોય શો દોષ ? એ તો અહંકાર કરે છે, મેં પીધો. પાછો કહે છે, નથી પીવો છતાંય પીધો. અલ્યા, 'નથી પીવો' ને 'પીધો' બેય શી રીતે બોલાય ? અંદર પરમાણુ ખેંચે છે એને. આ સાયન્ટિફિક શોધખોળ છે !

આ જગતને પોસાય એવું નથી, એટલે ખુલ્લું કરતા નથી. નહીં તો પુરાવા સાથે આપવા તૈયાર છું. પણ આ વાત ખુલ્લી કરતા નથી. આ તો વ્યસનીને બચાવવા માટે વખતે બોલવું હોય તો વાત કરીએ કે એ વ્યસનીનો દોષ નથી. વ્યસની ઉપર દ્વેષ ના કરશો.

❖❖❖❖❖

# [૨]

# અક્રમ વિજ્ઞાનની દેણ, વ્યસનીને વાળ્યા મોક્ષમાર્ગે

## મોક્ષ માટે ન નડે ચા-બીડી, નડે અસરળતા

**પ્રશ્નકર્તા :** બીડીનું વ્યસન હોય, ચાનું વ્યસન હોય તો એને મોક્ષ મળે ?

**દાદાશ્રી :** મોક્ષ, કોઈને વાંધો નથી. વાંધાજનકવાળો મોક્ષ નથી. જે સરળ થાય ને, તેને મોક્ષ. જે કોઈ જીવ સરળ થાય. મોક્ષ પોતે જ સરળ સ્વભાવનો છે. જે કોઈ સરળ થશે તેનો મોક્ષ થશે. આ બીડી અને ચા, એ તો એને પોતાને જ સમજાશે, કે આ તો ઊલટું બંધાયેલું રહેવું પડે મારે. આ વળગણ વળગ્યા છે. એટલે એની મેળે જ વળગણથી છૂટો થશે. કારણ કે ઘણુંય ભૂલવું હોય, પણ ભૂલાય નહીં. બીડી ઘણી ભૂલવી હોય, પણ ભૂલાય નહીં. બીડી બીજું કશું નુકસાન નથી કરતી. નુકસાન શું કરે છે ? અસરળતા. એ મોક્ષે જતા ગમે એટલા ચોવિહાર કરે, ગમે એટલા આવશ્યક* કરે, ગમે એટલું પુસ્તકો વાંચે, પણ અસરળતા એ મોક્ષે ન જવા દે. લાખો સાધુઓને વંદના કરે પણ અસરળતા એને મોક્ષે જવા ના દે. અને સરળ, એને સહુ કોઈ જવા દે.

---

*જૈન ધર્મના 'છ આવશ્યક' - સામાયિક, ચોવીસ જિનનું સ્તવન, વંદના, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન

## 'વ્યસની કેમ ?' એવું અમે ના કહીએ

**પ્રશ્નકર્તા :** દાદા, આપની પાસે તો દારૂડિયા આવ્યા તેનેય પણ આપે એમ નથી કીધું, કે તું દારૂ કેમ પીએ છે અને તારે ના પીવો જોઈએ !

**દાદાશ્રી :** એવું ના કહેવાય એને. અમે શું કહ્યું ? કે તું વ્યસની થઈ ગયો છું, તેનો મને વાંધો નથી. પણ જે વ્યસન થયું હોય, તેનું ભગવાન પાસે પ્રતિક્રમણ કરજે. લોકો વાંધા ઉઠાવે છે, કે તું દારૂ કેમ પીઉ છું ? તે મૂઆ, વધારે બગાડું છું એને. એનું અહિત કરી રહ્યા છે !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, હવે જે એમાં જ સુખ માનતું હોય તેને શું ?

**દાદાશ્રી :** માનતું હોય, એ માને પણ પોતાને મહીં અંદર તો થાય, બળ્યું. એ તો મોઢે કશું બોલે નહીં. મનમાં તો બહુ જ કંટાળે. સંસ્કાર પાછલા છે, આજના સંસ્કાર આવા નથી. આજ તો બળ્યો પસ્તાવો થાય, કે આવું ન થાય તો સારું. પસ્તાવો ના થાય ? શું થાય પસ્તાવો ? આવું ના થાય તો સારું. પણ છતાંય થઈ જ જાય, પાછલા સંસ્કાર છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે એને એ લોકો 'ફૉર્સ ઑફ હેબિટ' (ટેવનું દબાણ) કહે.

**દાદાશ્રી :** એ હેબિટ-બેબિટ નહીં, હેબિટનો ફૉર્સ નહીં, તે પૂર્વ સંસ્કાર. હેબિટનો ફૉર્સ હોય તો તો અત્યારે મારે બીડી ક્યાં છે ? તો કહે, સંસ્કાર ખલાસ થઈ ગયા, એટલે ઊડી ગઈ. અને હેબિટનો ફૉર્સ હોય તો તો અત્યારે હેબિટ ફૉર્સ મારે ને ? આ આમને બીડી ક્યાં છે અત્યારે ? ઊડી ગઈ.

## આ વિજ્ઞાન એવું છે કે દુરુપયોગ ના થાય

એટલે અમે વઢીએ નહીં કોઈને. અમે જાણીએ કે મહીં આવો કચરો માલ ભરેલો જ હોય.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન લે પછી બહાનું મળી જાય છે, કે એ તો ડિસ્ચાર્જ થાય છે મારું.

**દાદાશ્રી :** બહાનું મળે પણ એ તો ચાલે નહીં. આ મારું જે વિજ્ઞાન છે ને, તે બહાનું મળે તો અવળું ચાલે એવું નથી આ. આ બહારના વિજ્ઞાનમાં બહાનું મળે તો અવળો ચાલે અને બહાનાનો દુરુપયોગ કરે. આ વિજ્ઞાન એવું છે કે દુરુપયોગ ન થાય.

**પ્રશ્નકર્તા :** એટલે ઘણા એવો દુરુપયોગ કરે છે.

**દાદાશ્રી :** એ કરે છે ને, તે તો એમની પ્રકૃતિ છે. એ પ્રકૃતિ દોષ છે. દુરુપયોગ ના કરે. અંદરખાને ગમતું ના હોય, એને મહીં ઠીક ના લાગે. પણ શું કરે ? છૂટકો જ નહીં ને ! આ તારા બનેવી છે, એમને ના ગમતું હોય તો કરવું પડતું હશે ને, બળ્યું ! પણ છતાંય અમે જાણીએ કે આ એમની પ્રકૃતિ છે. પછી અમને કહ્યું, કે આમને આવી આવી ટેવ પડી છે. એટલે પછી મેં કહ્યું, કે એમની પર કૃપા ઊતરવા દો ! કૃપા ઉતાર્યા પછી રાગે પડ્યું. પણ પ્રકૃતિ જાય નહીં.

## પ્રેમથી સંબંધ નભાવી, મોક્ષે તેડી જાય દાદા

આ તો જગત છે. અઠવાડિયે એક દહાડો પીતો હોય તોય પીધો જ કહેવાય ને ! પણ તે એના ઉપરથી અમે કૅન્સલ ના કરીએ. અમે જાણીએ કે આ કળિયુગમાં આ દોષવાળા જ હોય બિચારા આ લોકો. આ તો ઊંધે રસ્તે બીજા અવળા સંસ્કાર આવેલા ને ! એટલે તે અમને શું કહે, કે 'આમનામાં આવી કટેવ છે, આમ છે, તેમ છે, તોય તમે દાદા એમને કેમ રાખ્યા છે ?' હું કહું, 'હા ભાઈ, એને છોડશું નહીં. અમે એને મોક્ષે લઈ જઈશું.' છોડી દઈએ તો રખડી મરે. રખડી ના મરે ? બીજો કોણ પકડે ? અને જો જ્ઞાન લીધું હોય તો મારે સંબંધ છોડી દેવાય ? એટલે અમે એને જેમતેમ કરીને ઠેકાણે લાવીએ. હજાર માણસ અમારે નહીં નભાવવું પડતું હોય ? કોઈ કેવો હોય ? કોઈ કેવો હોય ? નભાવી લેવાનું. અને પ્રેમમય દેખાય છે ને, તને અહીં આ ટોળું બધું ?

## અમને ભેગો થયો, તે અંત લઈને જ આવેલું હોય

**પ્રશ્નકર્તા :** હા, એટલે સંતોની કે દાદા ભગવાનની કૃપા હોય, પણ કૃપાને પાત્ર થઈ અને એને આચરણમાં મૂકવા તો પ્રયત્ન કરવો જોઈએ ને માણસે ?

**દાદાશ્રી :** એવું છે ને, કે અમે અક્રમ માર્ગ એટલા માટે કાઢ્યો, અક્રમ !

**પ્રશ્નકર્તા :** અક્રમ એટલે ક્રમ જ નહીં એનો.

**દાદાશ્રી :** ક્રમ જ નહીં. કારણ કે આ લોકો ક્રમમાં, દેવાળામાં, દેવાળું ફૂંકે એવી સ્થિતિમાં આવી ગયેલા છે. એમનું જે ક્રમ છે તે ક્રમમાં જો સુધારો કરવા જઈએ તો દેવાળું નીકળે એવી સ્થિતિમાં છે. તો ક્યારે આનો સુધારો થાય ?

**પ્રશ્નકર્તા :** બહુ વાર લાગે ને લોકો દુઃખી થાય.

**દાદાશ્રી :** અને એક ગુણ સુધરતો નથી. સાધુઓનોય નથી સુધરતો ને, બળ્યો ! એટલે અમે સાયન્ટિફિકલી શોધખોળ કરી, કે આ રસ્તો ખોટો છે અત્યારે. એટલે આ જુદો રસ્તો મારે પકડવો પડ્યો, અક્રમ વિજ્ઞાન આખું. આખું સિદ્ધાંતિક વિજ્ઞાન છે. તરત જ ફળ આપનારું ! આચાર-બાચાર ફેરવે નહીં. આચાર તો ફરે નહીં. આચાર તો મહીં હશે એટલા ખલાસ થાય ત્યારે ફરી રહેશે.

આ સૂર્યનારાયણને આપણે કહીએ, છો ને ઊભા રહ્યા, છો ને ઊભા રહ્યા. તે સૂર્યનારાયણ જતા રહે... તે કંઈ ઊભા રહેવાના છે ?

**પ્રશ્નકર્તા :** ના, ઊભા ના રહે.

**દાદાશ્રી :** એનો અંત લઈને આવેલો હોય ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે અમે જાણીએ કે બધું અંત લઈને આવેલું હોય. અને અમને ભેગો થયો છે એટલે અંત લઈને જ આવેલું હોય બધું.

**પ્રશ્નકર્તા :** એનો અહીંયા અંત આવવાનો હોય એટલે જ અહીંયા આવે, દાદા. એ બરોબર છે.

## જેને કોઈ ના સંઘરે તેને દાદા સંઘરે

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગમાં ભાવ ફેરવવાની વાત કર્યા કરે ધર્મગુરુઓ, કે ભાવ ફેરવો, ભાવ ફેરવો.

**દાદાશ્રી :** ના, દ્રવ્ય ફેરવો, કહે. એ કહે, આ છોડી દો.

**પ્રશ્નકર્તા :** હા, આ છોડી દો.

**દાદાશ્રી :** કાલથી જ છોડી દો, કહે.

**પ્રશ્નકર્તા :** ત્યાગ કરવાની વાત કરે.

**દાદાશ્રી :** ત્યાગ કરો, ત્યાગ કરો. વ્યસનોનો ત્યાગ કરો બધા. અને મેં આગલે દહાડે કહ્યું હોત, કે વ્યસનો તરત છોડીને આવ અહીં આગળ, તો હું જ્ઞાન આપું. તો એ જતો રહેત.

**પ્રશ્નકર્તા :** હા, એ બરોબર. પણ એ વ્યવહારની રીતે તો વાત સાચી ગણાય ને ? એ બરોબર ખરું કે નહીં ?

**દાદાશ્રી :** હા, પણ વ્યસનવાળાને શું ? એ તો વ્યસની નહોતા તે તમારે ત્યાં આવ્યા, પણ વ્યસનવાળાનો કંઈ ઉકેલ ?

**પ્રશ્નકર્તા :** એટલું જ કહે, કે છોડી દો, બસ. એ એમ જ બોલે, વ્યસનવાળો હોય તો એનેય એમ કહે, કે છોડી દે. એ સિવાય બીજી કંઈ વાત શું કરે ?

**દાદાશ્રી :** તો પછી તમે મહારાજ થયેલા શા કામના ? રાજાનાય ઉપરી એવા મહારાજ તમે થયા એ કામના શા ? જો કદી એક દારૂડિયો માણસ તે તમને ના ગમતો હોય તો. એ સિગરેટ-બીડી પીતો હોય તો કહેશે, 'ના, એ વ્યસની છે.' આપણે પૂછીએ, 'ભઈ, તો પછી આ તો બધા છે એવા, હવે કરવું શું ?' ત્યારે કહે, 'એ તો ના જોઈએ.' ત્યારે

કહે, 'એ પેલા લાવશો કંઈથી ?' આમનું કરવાનું શું ત્યારે આ માણસો બિચારાનું ? આમના માટે દવાખાના ના જોઈએ કંઈ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ જ.

**દાદાશ્રી :** તેથી આપણા દવાખાનામાં બધાને સંઘરીએ છીએ. જેને કોઈ ના સંઘરે તેને આપણે ત્યાં સંઘરવામાં આવે છે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, અનાથ આશ્રમ જેવું. જેને કોઈ સંઘરે નહીં એ બધા અહીંયા સંઘરાય.

**દાદાશ્રી :** જેનો કોઈ ઘરાક નહીં તેને અહીં સંઘરવામાં આવે છે. ત્યાં તો કોઈ વ્યસન જ ના પોસાય ને ! વ્યસનનો ત્યાગ પહેલેથી કરાવે, ત્યાર પછી તો મહીં પેસવા દે. આવાને કોણ સંઘરે ત્યાં આગળ ? કોઈ સંઘરે નહીં.

**પ્રશ્નકર્તા :** એ બધા અહીં સંઘરાય.

**દાદાશ્રી :** પણ હવે કેવા ડાહ્યા થઈ ગયા છે ! એ તમે જોયું ને ?

**પ્રશ્નકર્તા :** હા, ડાહ્યા થઈ જાય છે. હા, બરોબર છે. એ વાત સાચી છે, દાદા.

## પોતાનો સંસાર રોગ ગયો તેથી બીજાનો પણ કાઢી આપે

**પ્રશ્નકર્તા :** દાદા, એ દર્દી તો ખરો જ ને ?

**દાદાશ્રી :** બધા દર્દી જ છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાની જ એને દર્દી કહી શકે ને ? બીજા કોઈ તો એને...

**દાદાશ્રી :** દર્દી છે, માટે જ દારૂ પીવો પડે છે. દારૂ કેમ પીવો પડે ? સિગરેટો કેમ પીવી પડે ? દર્દી છે. ચા કેમ પીવી પડે છે ? ત્યારે કહે, દર્દી છે. બીડી-દારૂ એ બધાય રોગ જ છે. તે રોગ છે માટે તેની દવા કરો.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આપે તો એવું દવાખાનું ખોલ્યું છે, કે કોઈને પૂછતા નથી કે તું આ દર્દ ક્યાંથી લાવ્યો ને શું તારું દર્દ છે ? દર્દ જ કાઢી નાખો છો.

**દાદાશ્રી :** દર્દ ક્યાંથી લાવ્યો, એવું કહેવું એ ગુનો છે. દર્દ તો, આ સંસાર રોગ છે, એમાં રોગની જાતજાતની ડિઝાઈનો હોય એટલું જ છે. પણ નામ એક જ 'સંસાર રોગ' ! ડિઝાઈન જુદી જુદી હોય. જાતજાતની ડિઝાઈન હોય, પણ રોગ એક જ પ્રકારનો, 'સંસાર રોગ' ! તે અમારો સંસાર રોગ ગયો તેથી તમારો કાઢી આપીએ ! તમારો ગયો ને, બરોબર હવે ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ ઔષધ જે ભવરોગના આપે આપ્યા એટલે પછી હવે જાય ને !

**દાદાશ્રી :** હા, હા. જુઓ ને, રોગ જતા રહે છે ને પણ ! એય અજાયબી જ છે ને ! સંસાર રોગ માટે કોઈ દવા નથી, જ્ઞાની પુરુષ સિવાય. જે સંસાર રોગથી મુક્ત થયા છે, એ (એમની પાસે ગયા) સિવાય બીજી કોઈ દવા નથી. તમને કેવા દાદા મળી ગયા, રોગ કાઢી નાખ્યો હડહડાટ !

અને અમારું આ વિજ્ઞાન એવું છે, બધા દોષો છૂટી જાય એવું છે. આપણું આ વિજ્ઞાન શું કામ કરે છે ? સંસાર રોગને નાશ કરે છે. જેટલું નાશ થાય છે એટલાની રક્ષા કરે છે. એ જેટલો રોગ નાશ થયો ને, તેટલી તંદુરસ્તી ઉત્પન્ન થઈ, એ તંદુરસ્તીની રક્ષા કરે છે અને નવો રોગ થવા ના દે, એવું આપણું વિજ્ઞાન છે. તમામ પ્રકારના રોગેય જાય, દેહના રોગેય જાય, સંસાર રોગેય જાય, મોક્ષનુંય થાય, બધું થાય.

❖❖❖❖❖

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ, સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

પરમ પૂજ્ય દાદા ભગવાનના હિન્દી, મરાઠી, પંજાબી, ઉડીયા, બંગાળી, આસામી, મણીપુરી, તેલુગુ, તમિલ, કન્નડ, મલયાલમ જેવી પ્રાદેશિક ભાષાઓમાં તથા અંગ્રેજી, જર્મન, પોર્ટુગીઝ, સ્પેનિશ, રશિયન જેવી વિદેશી ભાષાઓમાં ભાષાંતરિત થયેલા પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી - હિન્દી - અંગ્રેજી ભાષાઓમાં પ્રકાશિત થાય છે.**

## સંપર્ક સૂત્ર - દાદા ભગવાન ફાઉન્ડેશન

| | | |
|---|---|---|
| **અડાલજ** (મુખ્ય કેન્દ્ર) | : | **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ-૩૮૨૪૨૧, જિ. ગાંધીનગર. **ફોન :** ૯૩૨૮૬૬૧૧૬૬/૭૭ |
| **અમદાવાદ** | : | **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન :** ૯૫૭૪૦૦૧૪૪૫ |
| **વડોદરા** | : | (૧) **ત્રિમંદિર,** બાબરીયા કોલેજ (BITS)ની પાસે, વડોદરા-સુરત હાઈવે, વરણામા ગામ, વડોદરા. **ફોન :** ૯૫૭૪૦૦૧૫૫૭<br>(૨) **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫ |
| **ભાદરણ** | : | **ત્રિમંદિર,** સ્ટેશન રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૩૭૨૯ |
| **રાજકોટ** | : | **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮ |
| **સુરત** | : | **દાદા દર્શન,** મમતાપાર્ક સોસાયટી, કાપોદરા પોલીસ સ્ટેશન પાસે, વરાછા રોડ, સુરત. **ફોન :** ૯૫૭૪૦૦૮૦૦૭ |
| **ગોધરા** | : | **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. **ફોન :** ૯૭૨૩૭૦૭૭૩૮ |
| **સુરેન્દ્રનગર** | : | **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨ |
| **મોરબી** | : | **ત્રિમંદિર,** પો. જેપુર, નવલખી રોડ, જિ. મોરબી. **ફોન :** ૯૯૨૪૩૪૧૧૮૮ |
| **ભુજ** | : | **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** ૯૯૨૪૩૪૫૫૮૮ |
| **અંજાર** | : | **ત્રિમંદિર,** અંજાર-મુન્દ્રા રોડ, સીનોગ્રા પાટીયા પાસે, સીનોગ્રા ગામ, તા. અંજાર. **ફોન :** ૯૯૨૪૩૪૬૬૨૨ |
| **જામનગર** | : | **ત્રિમંદિર,** વ્રજભૂમિ-૧ સામે, TGES સ્કૂલ પાસે, માણેકનગર, ચેમ્બર ઓફ કોમર્સની બાજુનો રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૩૬૮૭ |
| **અમરેલી** | : | **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી. **ફોન :** ૯૯૨૪૩૪૪૪૬૦ |
| **મુંબઈ** | : | **ત્રિમંદિર,** ઋષિવન, અભિનવનગર રોડ, લા વિસ્ટા બિલ્ડીંગ પાસે, કાજુપાડા, બોરીવલી (ઈસ્ટ). **ફોન :** ૯૩૨૩૫૨૮૯૦૧ |
| **જૂનાગઢ** | : | **ત્રિમંદિર,** ખામધ્રોલ ચોકડી, જૂનાગઢ બાયપાસ રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૪૪૮૯ |
| **ધ્રાંગધ્રા** | : | **ત્રિમંદિર,** હળવદ રોડ, ધ્રાંગધ્રા. **ફોન :** ૯૪૨૭૬૬૪૮૫૪ |

| | | | |
|---|---|---|---|
| **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ચેન્નઈ** | : ૭૨૦૦૭ ૪૦૦૦૦ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Singapore** | : +65 91457800 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **Australia** | : +61 402179706 |
| **Kenya** | : +254 795-92-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**



## છૂટે વ્યસનો આ રીતે

વ્યસનથી મુક્ત થવા આ 'ખોટું' છે એવો ખ્યાલ નિરંતર રહેવો જોઈએ. કોઈ બીડીઓ પીતો હોય, ના ગમતું હોય, છૂટતી ના હોય, તો ભગવાન પાસે શક્તિ માગ માગ કરવાની, કે 'ના પીવાય, ના પિવડાવાય ને પીતા પ્રત્યે ન અનુમોદાય તેવી શક્તિ આપો.' તો એનાથી કરારો છૂટા થાય. કોઈ માણસ એમ કહે, કે 'આવું ખોટું શું કરવા કરો છો ?' તે ઘડીએ આપણે ઉપરાણું નહીં લેવું. ઉપરાણું ના લે, તો એન્ડ આવે.

વ્યસન ભલે ના છૂટે પણ આ હંડ્રેડ પરસેન્ટ ખોટી જ વસ્તુ છે. એ નિશ્ચય ના ખસવો જોઈએ. તમારું નિશ્ચયબળ જોઈએ, અમે વચનબળ આપવા તૈયાર છીએ. બધું છૂટી જાય એમ ને એમ અમારા શબ્દથી જ !

- દાદાશ્રી

dadabhagwan.org

9 789391 375799

Printed in India

Price ₹80